# તલવારની ધાર!

## (મોહમેડન—ટુર્કીશ સંસારની એક વાર્તા.)

લખનાર—"મશરેક"

તે

"મુંબઇ મજાહ"ના અધિપતિ અને માલેક, તથા 'પરસ્તાને ચકરમ,' 'બેચેન દુન્યા,' 'ઘેલા ઘાંચીનું કુટુંબ,' 'જેહાંગીર નામું,' 'હમશીર કે શમશીર?,' 'અકકલમંદ બેવકુફ,' 'કીસમતની કીશતી,' અને 'તકદીરની તકલીફ' વીગેરેના લેખક.

---

☞ આ પુસ્તક મી૦ સોહરાબ શહેરિયાર ઇરાનીએ મુંબઇ ધોબીતળાવ "બીંબરડીવાલા હાઉસ" માં પ્રગટ કીધું છે, અને મી૦ અરદેશર ખરશેદજી દેશાઇએ "નવરંગ પ્રેસ" નં. ૭૫ બઝારગેટ કોટ મુંબઇમાં છાપ્યું છે. ઓકટોબર ,૧૯૧૮.

---

કીમત રૂ. ૧.

# અર્પણ.

મ્હારા હેટનાં કટકાઓને, મ્હારા ઉપર ઉપરના મીત્ર પણ અંદરથી દુશમનના દાંત ધરાવનારાંઓને, મ્હારી નોવેલોપર નોવેલો નીકલતી જોઇને હેબતાઈ જનારાંઓને આ નોવેલ હું ગંભીર થઇને ગુપચુપ અર્પણ કરી દઉં છું.

"મશરેક."

# મ્હારા બે બોલ.



આ મ્હારી નવમી નોવેલ છે અને તે તહમો મ્હેરબાનના હાથમાં મુકતાં પાક પરવરદેગારનો હું ઘણો શુક્રગુઝાર છું.

એના જો કે પ્રકરણો થોડાં છે છતાં ૯ મું પ્રકરણજ એટલું લાંબું છે કે તેમાં આખી એક લાંબી વાર્તા સમાઇ ગઇ છે. બે વાર્તાઓને ચુંટી લઇને આ એક નોવેલ મેં બનાવી છે.

અને, હવે, આ નોવેલ જે મ્હારી નવમી નોવેલ છે તે નીકળેલી જાણીને વલી બીચારાં કેટલાંકો બળીજળી જવા માંડશે તેથી તેમના જળેલા જીગરને શાંતી આપવા માટે હું એ નોવેલ તેઓને અર્પણ કરૂં છું. દમ બદમ બહાર પડતી મ્હારી નોવેલોથી મ્હારા મીત્ર-શત્રુઓ બીચારાં અકલાઇ ગભરાઇ જાય છે અને તેથીજ તેમના આંસુઓ લુછવા આ અર્પણી રૂમાલ મેં પેશ કીધો છે.

અને, સેવટે, મ્હારાં ઘરાક મ્હેરબાનોનો હું ઉપકાર માનું છું.

દુવાગીર,

**સોહરાબ શાહેરિયાર ઇરાની,**

**'મશરેક."**

" બીમરડીવાલા હાઉસ,"
ધોબીતલાવ, મુંબઇ.
ઓકટોબર ૧૯૧૮.



"મશરેક" નું અઠવાડીક પત્ર

# "મુંબઇ મજાહ"

## ૧૯૧૯ થી નવા સુધારા વધારા સાથે

૧૯૧૯ના આખા વરસનું લવાજમ

## માત્ર રૂ. સવાત્રણ.

૧૯૧૯ ના ઘરાકોને તદનજ નવી નોવેલ




ભેટ.

☞ એક પોસ્ટકાર્ડ નીચલે સરનામે લખીને ૧૯૧૯ ના ઘરાક તરીકે નામ નોંધાવો.

મેનેજર "મુંબઇ મજાહ"

"મુંબઈ મજાહ ઓફીસ,"

ક્રાફર્ડ માર્કેટ ગારડન, મુંબઇ.

બનામે પાક ખુદા.

# તલવારની ધાર!

## (મોહમેદન સંસારની એક વાર્તા.)

લખનાર—મશરેક.

---

## પ્રકરણ ૧ લું.

### "ગરદીશ મંઝીલ"ની ગુલરૂખસાર.

સ્હેંકડો વરસોની વાતપર આપણી આ વાર્તાનો પરદો ખુલે છે. આપણને એક કલ્પીત નોવેલ સાથ કામ હોવાથી ઇતિહાસને હાથ ન લગાડીશું, છતાંબી આપણને બાદશાહી ઝનાનખાના અને રાણીના મહાલ સાથ કામ હોવાથી કલ્પીત નામોના રાજા અને રાણી સાથ આપણી વાર્તામાં આગલ ચાલીશું.

હાલમાં જ્યાં ભોપાલ છે, તેના સીકંદરી સરાઈ નામના તે વખતના એક ધોરી મોટા રસ્તાપર એક મહાલ રેકો મોટો બંગલો આવેલો હતો, જે આરાસ્તા મકાનનું નામ "ગરદીશ મંઝીલ" હતું.

આ એક ઘણુંજ વિચીત્ર નામ હતું, છતાંબી તેમાં હાલ વસનારી બેગમ ગુલરૂખસારે તેનું નામ ફેરવ્યું નહીં, અને પીદર તરફથી મલેલા તે મહાલને વેચી કે છોડીને તે કેકે જવાનુંબી પસંદ નહીં કરીને તેમાં રહેતી વસ્તી રહી હતી.

બેગમ ગુલરૂખસાર સીર્ફ પચીસ વરસની ફુલફુલા જવાની સાથની એક ઘણીજ હસીન સુરત ઔરત હતી. તે બેવા હતી, મગર તે નવજવાન વીધવા બેગમ પાસ દૌલતનો ગોયા એક ડુંગર હતો.

ગુલરૂખસાર જ્યારે સત્તર વરસની થઈ ત્યારે તેના પીદરે તેને પરણાવી, અને લગનની ભેટમાં તેણે પોતાની બેટીને "ગરદીશ મંઝીલ" મહાલ વેચાતો લઇને આપ્યો—ગુલરૂખસારના પીદરને ઘણાઓએ ના કહયું કે 'તું એ વિચીત્ર નામવાલા મહાલને ન લે. અને ત્હારી એક પુરી બેટીને શાદીમાં તે ભેટ ન આપ.' મગર, ગુલરૂખના બાપે તે વહેમ હસી કાઢયો, તેના જમાઈ જવાન નવવાબ વીકાર—ઉદ દઉલાએ પણ તે વહેમને ન ગણકાર્યો. અને તેઓ શાદી પછી તેજ મંઝીલમાં રહયાં.

મગર, કમનસીબે પેલા વહેમને મજબુત ટેકો મલ્યોઃ ગુલરૂખની શાદી પછી એક વરસમાં તેનો પીદર ગુઝર પામ્યો, અને તેનો જવાન ભરતાર વીકાર–ઉદ–દઉલા પણ આ દુન્યા છોડી ગયો.

બાપ અને શઉહરના મરણથી ગુલરૂખસાર અકેલી પડી ગઈ, અને અજાયબી તો એ થઈ કે ઘણાંઓએ તે જવાન વીધવાને "ગરદીશ મંઝીલ" છોડી જવા કહયું, છતાંબી તે ન ગઈ!

બેગમ ગુલરૂખનો ભરતાર મરણ પામ્યો ત્યારે તેની ઉમર ફકત વીસ વરસની હતી, લેકીન વીસ વરસની તે જવાન અબળા

એક બળવંત પુરૂષની હીંમત ધરાવતી હોવાથી "ગરદીશ મંઝીલ" માં સીર્ફ બે ઔરત બુઆઓ સાથે રહી-પણ, તેણે પોતાની દૌલત લુટાય નહીં તે માટે કોઈ એક ઘણો છુપો બંદોબસ્ત કીધો, જે વાતની તમામ ભોપાળને ખબર હતી.

ગુલરૂખસારને કાંઇબી બચ્ચું નહીં હતું. આપણે જોયું તેમ તે ઘણી દૌલતમંદ હતી, અને ખુબસુરતીમાં તે પોતાના નામને જવાબ કરતી કામદેવની એક પુટલી હતી!

નવવાબ વીકાર-ઉદ-દઉલાને મરણ પામ્યાને પાંચ વરસો વહી ગયા, અને તે દરમ્યાન તેની બેવા ઔરતે શાદી તો ન કીધી, મગર આપણી વાર્તાનો પરદો ઉંચકાય છે તે વખ્તે આપણે તે ખુબસુરત વાધવાને કોઇ સાથ પરણવાનો વિચાર કરતી જોઇએ છીએ.

"અફ્ઝલે મ્હને પરણવાનો કૌલ આપ્યો તે વાતને આજે એક વરસ થઈ ગયું." બેગમ એક આરાસ્તા કુરસીપર બેસતાં મનમાં બોલી "મ્હને લાગે છે કે એની મોહબ્બત મતલબી છે. એ મ્હારા પૈસાને ખાતીર મ્હને ઠંડી મીઠ્ઠી રાખેછ, મગર બાતીનમાં મ્હને તો એનો પ્યાર તકલીદી લાગેછ."

જવાન ગુલરૂખ તેટલું બોલીને થોડો વખ્ત ચુપચાપ વિચાર કરતી બેઠી, લેકીન થોડીજ મીનીટમાં તેને કોઈ નવો ખ્યાલ આવી ગયો, અને તે પગપર હાથ થોકીને પુકારી પડી "નહીં-નહીં, હવે એ ઠગબાઝી હું મ્હારી સાથ એને ચાલવા દેનાર નથીજ નથી. હું અફ્ઝલને આજે બોલાવી મંગાઉંછ, અને મ્હને જે શક ગયલો છે તેને માટેનો ખુલાસો માંગવાની કોશીશ કરૂંછ. જો મ્હને લાગશે કે મ્હારો શક ખોટો છે તો હું મ્હારો જાનબી એ વ્હાલાપર કુરબાન

કરવા તૈયાર થઇશ, અને–અને, જો મ્હારો શક ખરો પડયો તો હું એક ઝહરીલી નાગણની માફક એને ડંખ મારશ, મ્હારા પ્યારને લુટવાને વાસ્તે હું એની ઉપર બહુ સખ્ત ઇનતેકામ લેવશ."

એમ બોલી તે સોચ કરતી બેઠી. તે વખ્તે તે ગુસ્સાબાઝ બની ગઈ હતી, મગર તેના મનમાં દીલગીરી કે દુખ જેવું કશું નહોતું. તે ધારતી કે તેના પોતાના જેવી ખુબસુરત અને દઓલતમંદ તો આ દુન્યાપર અફ્ઝલને કોઇજ મળનાર નહીં હતી, અને જો અફ્ઝલ તેના પ્યારને દગલબાઝ બનવા જેવો મુર્ખ થાય તો તેના જેવો મુર્ખ આદમીબી આ દુન્યાપર બીજો કોઇજ નહીં હતો! અફ્ઝલ જો ફર્યો, તો બેગમના પોતાના પગની ખાક ચુમવાબી બીજાઓ તૈયાર હતા!!

અફ્ઝલ શાદી કરશે એવા ભરૂસાપર બેગમે તેનીપર પુરો પ્યાર મુકયો, લેકીન જ્યારે એક વરસના વહેવા છતાંબી અફ્ઝલે તેને ઉડાવ્યા કીધી ત્યારે બેગમ શકીલી બની ગઇ. તેણે એક રેફુ મારફતે ખબર મેલવવાની કોશીશથી તે શકમાં વધારોજ થઇ શકયો. મગર, તેણે આજે અફ્ઝલનો જવાબ મેલવવા તેને બોલાવી મંગાવ્યો હતો, અને જ્યારે અફ્ઝલ તે દીવસે તેને મલવા આવ્યો ત્યારે તે જરા ભારબોઝથી તેને મલી.

"પ્યારી પ્રીયા, આજે હું બહુજ અજાયબીમાં ગરકાવ ગયો છુ કે તેં મ્હને મલવા માટે એટલી ડેરી શું કામ કીધી?" અફ્ઝલ બેસતાં બેસતાં બોલ્યો.

"માફ કરો, હું આએ કીતાબ વાંચવામાં એટલી બધી મશગુલ થઈ ગઈ હતી કે મ્હને તહુમારા આવ્યાની યાદબી નહીં રહી."

"તઅજ્જુબ" અફઝલ બોલ્યો "ઘણીજ તઅજ્જુબની વાત છે કે કોઈ દહાડે નહીં અને આજે તુને મ્હારી યાદ કરતાં આ કીતાબની યાદ વધારે થઈ!"

"એ કીતાબ એક નોવેલ છે." બેગમ બોલી "અને એ નોવેલમાં એક બેવફા મર્દનો કીસ્સો છે, જે મર્દ કોઈ એક ખુબસુરત અને દઓલતમંદ ઓરતને વચન આપીને તેની સાથ પરણવાના અખાડા કરેછ." અને એમ બોલતાં બોલતાં બેગમે અફઝલની આંખોમાં પોતાની આંખો ટગર ટગર નાંખતાં પોતાની મતલબને બરતું કહ્યું.

અફઝલ તે સાંભળીને ચોંકયો, તેનું અંતકરણ તેને ડંખવા લાગ્યું.

"ત્હમે ચોંકોછ" બેગમ હવે ઝરા ઝોરથી બોલી "કેમ, નોવેલના પ્લોટપરથી એટલું ચોંકવું કેમ થયુ?"

"નોવેલના પ્લોટપર હું ચોંકતો નથી, હું તો આજની ત્હારી બેદરકાર રીતભાત ઉપર ચોંકયો."

"કયા ખુબ!" બેગમ અણગમતું ઝબરદસ્તીનું એક હસ્વું હસીને બોલી "ત્હમે મ્હને બનાવોછ, કેમ અફઝલમીંઆ? કદાચ ત્હમને લાગ્યું હશે કે આ કીતાબનો બેવફા મર્દબી ત્હમારાજ જેવો બેવફા હશે તેથી ત્હમે ચોંકયા હોવ!"

"આજે તું મ્હારી સાથ તહમે અમેથી બોલેછ, અને ત્હારી રીતભાત જે વિચીત્ર થઈ ગયલી મ્હને લાગેછ તેપરથી હું તુને કહુંછ, વહાલી ગુલરૂખ, કે તું ગોલ ગોલ ન બોલ; સ્હમજાવ, ત્હારા મનમાં શું છે?"

"મ્હારાં મનમાં એજ છે કે હું ત્હમને પુછું કે ત્હમે મ્હને બનાવીને બીજીપર ધ્યાન આપોછો ખરા કે?" બેગમે કહી દીધું.

અફ્ઝલ પુરેપુરૂં સ્હમજ્યો કે ભેદ ખુલ્લો થયો હતો, ને જુઠ્ઠું નહીં બોલી શકવાથી ખામોશ બેસી રહયો.

તેને ચુપચાપ જોઇને ગુલરૂખે પુકાર્યું "બસ! ત્હમારી ચુપકીદીજ શું ત્હમારો ગુન્હો પુરવાર કરવાને પુરતી નથી? અફ્ઝલ, અફ્ઝલ, જુઓ આએ કીતાબ, એ એક નોવેલ નથી પણ કોઈ જુદીજ ચીઝ છે. મેં ત્હમારૂં ઇમ્તેહાન લેવા સારૂં નોવેલનો બનાવટી પ્લોટ કહયો. અને મ્હારા મનમાંની વાત, અફસોસ કે, ખરીજ થઇ. ત્હમે મ્હારી સાથ પ્યાર કરી, મ્હને ભરૂસે રાખી, બીજી સાથ પ્યાર કરોછો! હવે ત્હમે પકડાયાછો, તો ખરૂં કહી દો કે તે કોણ છે જે મ્હારા પ્યારને ખુંચવી બેઠીછે?"

અફ્ઝલ પરીણામના વિચાર વગર તે સવાલના જવાબમાં અચકયા વગર એકદમ બોલી પડયો "ઝુલીખા."

"કોણ? કઈ ઝુલીખા? બાદશાહ નાસીરની ભત્રીજી?" ગુલરૂખસાર અજાયબીને મારે સવાલપર સવાલ કરવા લાગી.

"હા, તેજ." અફ્ઝલે કહયું. પણ, હવે તે એમ ઝટ ખુલાસો કરી પડયો હતો તેથી મનમાં મુરઝાવા લાગ્યો.

"વ્હા! ત્હમે બાદશાહની ભત્રીજીનો પ્યાર મેલવ્યોછ એટલે મ્હને વાપર વખાતી નાંખો તેમાં નવાઇ નથી. સારૂં થયું કે ત્હમે વગર આનાકાનીએ ઝટપટ ખુલાસો કરી દીધો. ત્હમારી છેલ્લી છેલ્લી ઉડાવનારી વાતોથી મ્હને વહેમ ગયો હતો, ભાઈ અફ્ઝલ,

અને ઘણા જલદીથી તહમે પકડાયા એની ગનીમત છે." અને તે બાઈ બોલપર ઘણો વઝન મુકીને ધીક્કારથી બોલી.

"મને બાઈ કહેછ, ગુલરૂખ!"

"તો તહમારા જેવા દહી અને દુધમાં રમનારા મર્દને હજુણ હું મહારા પ્યારા તરીકે બોલાઉં?" બેગમ નફરતની નજરથી જોઇને પુછવા પડી "બેવફા, દગલબાઝ!" હવે ગુલરૂખ ઉખડી "તું શું મહારી દામનને ખેલ કરવાનું એક રમકડું સહમજ્યો? તું ગમે તેવો મોટો અફ્ઝલખાં હોય, અને બાદશાહનો માનીનો હોય મગર હુ તહારી એક તચાઃકર્ડાભારની દરકાર કરવાની નથી.–બેવફા દગલબાઝો, તહમો નાકદર હયવાનો શું ઔરતોની પાકદામનીની કોઈ કીમત કરતા નથી! ઈનશાલ્લા, જો હું જીવતી રહીશ તો તુને એક પાકદામન ઔરતપર બેવફાઈનો હાથ મારવા માટે અચ્છો સવાદ ચખાડીશ."

"તું ઘણીજ ગુસ્સે થઈ ગઈછ." જાણે કાંઇ નવું જુનું બન્યુંજ નહીં હોય તેમ અફ્ઝલ ઠંડે કલેજે બોલ્યો "મહારૂં દીલ હવે તહારી તરફ ઠંડુ થઈ ગયલું મેં જોયું, અને તેથી મેં ધાર્યું કે એવાં ઠંડા દીલથી પરણવામાં કોઈ ફાયદો આપણે ઉઠાવશું નહીં, અને તેથી————"

પણ અફ્ઝલ પોતાનો વાક્ય પુરો કરી રહે તેટલાં ગુલરૂખ વચમાં બોલી ઉઠી "અને તેથી તહમે ઝુલીખાં સાથ શાદી કરવાનો વિચાર કીધો કેમ?"

"હા."

"નફ્ફટ નાંકે વલી મોટી એક હાબી બોલોછ, કેમ અફ્ઝલ-ખાન!" ગુલરૂખ ઘણા મોટા ગુસ્સાથી પુકારી પડી, અને બોલી.

"ઠીક છે અફ્ઝલખાન, ઠીક છે, તહમે પાછળથી યાદ કરશો કે તહમે માહરા જેવી અનમોલ મોતીને છોડીને એક કવ્વચદાર કાંટાંને દીલમાં સમાવ્યોછ."

"એટલે?" અફ્ઝલે પુછ્યું.

"એટલે કે તહમે મહારા જેવી એક પાકદામનને તરછોડી કાઢીને તે ઝુલીખાંપર તહમારો પ્યાર જમાવ્યોછ જે ઝુલીખાં એક બદચલણ બેવફા છોકરી છે."

"કોણ કહેછ?" અફ્ઝલે ઝોરમાં ને ઝોરમાં ઉઠીને પુછ્યું.

"હું કહુંછ." તેટલાજ જુસ્સાથી ગુલરૂખે જવાબ આપ્યો.

"તું શા આધારે કહેછ?" અફ્ઝલે હવે નરમ બનીને ગુલરૂખનો હાથ પકડી લેતાં પુછ્યું.

"છોડો મહારો હાથ" એક ઝટકા સમેટ તે હાથ ઝુટવીને ગુલરૂખ બોલી "એ હાથને હવે તહમે બીલકુલ તહમારો હાથ લગાડી નહીં શકશો, આજથી તહમે અને હું કોઈ જુદાજ તરાહીત માણસો છીએ, સ્હમજજો કે એકબીજાથી અજાણ છીએ."

"પણ, ગુલરૂખ, તું મહને એટલું તો કહે કે તું ઝુલીખાંને વાસ્તે એટલું તે શું જાણેછ કે તેને તું બદચલણ પુકારેછ?"

"લકનોમાં એક મુફલીસ જવાન રહેછ જે ઝુલીખાંનો ખરો શઓહર છે, પણ બેવફા ઝુલીખાં પોતાના કાકાના બાદશાહી મહેલમાં આવવા માટે તે જવાનને લકનોમાં કૈદ કરાવી આવીછ, અને હીંયા તહારી સાથ પરણવાની જાલ બીછાવેછ."

"શુ આએ વાત ખરી છે, ગુલરૂખ?" ગભરાયલો અફઝલ ઘણી નરમીથી હવે પુછવા પડયો.

"બીલકુલ ખરી છે." ગુલરૂખ તો ગુસ્સાથીજ બોલી "મગર, હવે સાહેબ, તહમે સીધારો. એક ઘડીભરબી હવે તહમે મ્હારા આએ ઘરમાં ઉભા ન રહો, કેમજે, હવે આજથી હું તહમને ધીક્કારૂંછ, જાઓ."

"પણ તું મહને એટલુંબી તો કહેશે કે ઝુલીખાંનો ધણી લકનોમાં છે એ ભેદ તેં કેમ જાણ્યો?"

"એક શબ્દબી હવે હું તહમારી સાથ બોલવા નારાજ છું." ગુલરૂખ વધતી છેડાઈ "તહમે જાઓ, તહમારા શબ્દો હવે મહને ઝહર જેવા કડવા લાગેછ."

અફઝલ હારેલો અને દીલગીર થયલો ગયો. તે મનમાં પસ્તાવા લાગ્યો કે તેણે પોતાનો ભેદ ખુલ્લો કાંય કીધો હશે, અને તે વિચારવા લાગ્યો કે ઝુલીખાંનો ભેદ શું ખરો હશે?

તે ગયો, ગુલરૂખનું મકાન છોડી ગયો, અને તેને જતો જોઈ લઈ દાંત કચકચાવીને ગુલરૂખ બોલી "દગલબાઝ, એક ઔરતની પાકદામનપર હરામ હાથ મારવા માટે હું તુને બરોબર સવાદ ચખાડીશ. બેવફા બદમાશ, તું ઝુલીખાંને પરણવા માંગેછ, પણ હું તુને મ્હારા જલેલા જીગરના ઇનતેકામની તલવારની ધારપર ચલાવીશ."

---

## પ્રકરણ ૨ જું.

### મલીકાજહાન ખુરશીદ.

પહેલા પ્રકરણના બનાવની ત્રીજેજ દીવસે બાદશાહ નાસીરના કોઈ કામસર અફઝલને જવાનું થયું, અને તે પોતાના દીલમાં ગોયા ગુસ્સો અને ઝહર લઇને ભોપાલ છોડી ગયો. તેનો અવતાર હાલ તો ઔરતની બાબદમાં ધોબીના કુતરા જેવો થયો હતો: એક તરફ તેણે દૌલત અને ખુબસુરતીની ભરેલી બેગમ ગુલરૂખસારને ખોહી હતી, અને બીજા હાથ પર તેની નવી દીલબર ઝુલીખાં માટે તેને મોટો

વહેમ ગયો હતો! તેના મગજનું ઠેકાણું નહીં હતું, અને તે પોતાની પહેલીજ મુલાકાતમાં ઝુલીખાંથી તેના ભેદની વાત જાણી લેવા ઈંતેજાર બન્યો હતો, તેટલાં તો બાદશાહ નાસીરનો હુકમ થયો કે તેણે ભોપાલ છોડીને પંજાબની સરહદ તરફ જવું. બાદશાહ નાસીરનું તે કાર્ય ઘણું ખાનગી અને ઝુરરી કામ હતું, અને તેથી અફઝલને કોઇનીથી મુલાકાત લેવા માટે બે ચાર દીવસ થોભવાની તક મલી નહીં. તે ગયો, અને પોતાના મગજમાં ઝહરનું કહર લઇને ગયો.

અફઝલ તરફ કીનાવાર બનેલી બેગમ ગુલરૂખસારે પોતાને માટે આ પહેલી અને ઘણી જલદી મલેલી ટક ઘણી ઉત્તમ માની લીધી, અને તેથી તે અફઝલની નવી બનેલી પ્રીયા—બાદશાહ નાસીરની ભત્રીજી ઝુલીખાં—ને પોતાની મકરો રીતરતની જાલમાં ગીરફતાર કરવા તૈયાર થઇ. બાદશાહ નાસીરની મહોરદાર મલીકા ખુરશીદની સાથે બેગમ ગુલરૂખસારને સારૂં હતું, અને તેથી તે રાણીના મહેલમાં જતી આવતી હતી; મગર, હવે ગુલરૂખસારે પોતાની જાલ બીછાવવા માટે રાણીની પાસે તેની ખીદમતમાં રહેવાની આરઝુ બનાવી; અને મલીકા ખુરશીદે પોતાની સાહેલીઓમાંની વડી સાહેલીનો દરજ્જો બેગમ ગુલરૂખને આપ્યો.

આથી, બેગમ ગુલરૂખસાર રાણીના મહેલમાં રાણીની મુખ્ય સાથી બની ગઇ અને તે બાદશાહની ભત્રીજી ઝુલીખાં જે પણ રાણીની સાથીઓમાંની એક હતી તેના સાથ રીતરથી મલતી થઇ ગઇ.

આપણી વાર્તાના શુરૂઆતના પ્રકરણના બનાવ પછી પંદર દીવસ થઇ ગયા છે, અને હમણાં આપણે બાદશાહ નાસીરના મહેલમાં દાખલ થઇએ છીએ:

આપણી આંખો ખુશીથી ચમકી રહે, અને આપણા મુખમાંથી વાહનો એક ઉદગાર નીકલી પડે તેવો દેખાવ તે હતો. દીવારપર મખમલના પરદા અને ઝમીનપર ઇરાની ગલીચા સાથનો તે આરાસ્તા ઓરડો ફુલો અને અત્તરની ખુશબુથી એવો પમર પમર પમરતો હતો કે ગોયા જન્નતમાં દાખલ થયા હોઇએ તેવો આરામ મલતો હતો.

અને, ખરેખરજ શું તે બાહીસ્ત નહીં હતું? કેમકે દીમાગને

તાઝગી આપનારી ખુશબુ અને આંખને રૌશન કરનારી આરાસ્તગી સાથના તે કમરામાં ત્યાં વચમાં કોણ બેઠી હતી? પરીઓ.

આહહા! ત્યાં બેઠેલી પાંચ ઔરતો તે જન્નત નીશાન મકાનની ગોયા હુર હતી! તે હુરોમાંની વચ્ચોવચ્ચ બેઠેલી મલીકા બેશક તે હુરોમાં પરીનુર હતી. તે મલીકા હતી, બાદશાહ નાસીરની મહોરદાર હતી, અને તે બખત બુલંદ રાણીને શાહ નાસીર ઘણી ઇઝઝતથી મલીકા જેહાંનને નામે બોલાવતો.

મલીકા જેહાન ખુરશીદ—તે પાંચ સુફેદ ગુલબુલોમાંનો ચમકતો ચલકતો સીતારો—તે એક કોચ રોકા નહાના પલંગપર અરધી સુતેલી અને અરધી બેઠેલી હાલતમાં બેઠી હતી, તે શુમારે ત્રીસ એકત્રીસ વરસની હતી, અને તેના ઘટમારા ગોલ ખેંચાણ કરનાર ખુબસુરત સુફેદ ચહેરાપરના ગુલેલાલા સમાન ગુલાબી ગાલો એવા લાગતા હતા કે ગોયા દુધપર ગુલાબની પાંદડી!—નહાના ગુલાબી હોટો બતાવી આપતાં હતાં કે રાણી તંદરૂસ્તીથી ભરેલી હતી. નરમ સુંવાલા અને કાલા ભમર સરખાં લાંબા વાલોનો એક મોટો ગોલ અંબોડો તેના માથાને ખુબસુરતીથી ભરપુર બનાવતો હતો. તેની કાલી કાલી આંખો, કમાનદાર ભવાં, અને મોટું ચલકતું કપાળ તેના બખતાવર કીસમતની ગોયા નીશાની હતી. આહહા! તે ખુબસુરત રાણીના એક હસ્વાપરજ આખું ભોપાળ કુરબાન હતું.

સુક્રના તે સીતારાની આસપાસમાં જે ચાર બેઠી હતી, તેમાંની એક બેગમ ગુલરૂખસાર હતી જેને આપણે પીછાણીએ છીએ, બીજી જે મલીકા જેહાનના સીધા હાથપર બેઠી હતી તે મલીકાના પ્યારા શઓહર બાદશાહ નાસીરની ભત્રીજી ઝુલીખાં હતી જેના સંબંધમાં આપણે જોઇ આવ્યા છીએ કે બેગમ ગુલરૂખસારને અને અફઝલને પંચાતી થઇ હતી. ઝુલીખા સીર્ફ અઢાર વરસની એક નવજવાન છોકરી હતી, અને તેની કોલી કોલી આંખો તો એ બતાવતી હતી કે તે સુંદર સુંદરી દુનયાંનો એક નીરદોશ નમુનો હતી—ઝુલીખાની બાજુમાં જે ત્રીજી બેઠી હતી તે બાદશાહ નાસીરની દરબારમાં હર

વખ્ત મોટી ઇજ્જત પામતા નાસીરની ફોજના અફસર ઝુલફીકરખાંની મ્હોરદાર હસીના બેગમ હતી, અને ચોથી સોસન નામે એક જવાન સુંદરી હતી.

ત્યારે આપણે જોયું છે કે મલીકા જેહાન ખુરશીદની ચાર સાહેલીઓમાંની બે-ઝુલીખા અને સોસન-કુંવારી હતી; જ્યારે, બેગમ ગુલરૂખસાર વીધવા હતી, અને બેગમ હસીના પરણેલી હતી.

બેશક, પહેલા પ્રકરણના બનાવથી આપણને શક ઝુલીખા માટે તો જાય છે કે તે પોતાના કાકા બાદશાહ નાસીરના મહેલમાં આવ્યા અગાઉ લકનોમાં કોઈ મુફલીસ જવાન સાથ છુપી શાદી કરીને પાછ-લથી પસ્તાઇ તે જવાનને લકનોમાં કેદ કરી ભોપાલ આવી હતી, મગર તે બાબદમાં તો આપણને આપણી વાર્તામાં આગલ ચાલતાં જોવાનું છે કે ઝુલીખાંનું દીલ તેના નીરદોશ ચહેરા જેટલુંજ સફા અને નીરદોશ હતું કે તેમાં કાલો કપટ ભરેલો હતો.

અને ત્યારે હવે, અઝીઝ વાંચનાર, આપણે આગલ વધશું:

"મ્હારી વ્હાલી બ્હેનો, આપનામાંથી કોઇબી એકને ખબર છે કે આપણા શહેરમાં આવેલો ખાબબીન ખરો છે? કહેછે કે એ કોઇ ખાબબીન ઉંઘમાં પડેછ, અને લોકોના સવાલના ખરા જવાબો આપેછ!"

"હું તો કાંઇ નથી જાણતી, અઝીઝ મલીકા." ઝુલીખા, સોસન, અને બેગમ હસીના પોતપોતાની તરફથી બોલી, પણ બોલતી વખ્તે તેઓનો વાકય સાથેજ બાહર પડવાથી જાણે એકજ આવાઝ બોલતો હોય તેમ સંભાલાયો.

"મેં કાંઇ સાંભલ્યું છે." બેગમ ગુલરૂખસાર તે પછી બોલી.

"શું ખરેખર?" ખુરશીદ અજાયબીથી પુછવા પડી "અઝીઝ બ્હેન, મ્હને તો આજેજ સ્હવારે બાદશાહ નામવરે કહયુ કે આપણા શહેરમાં આવેલો ખાબબીન જો કે દરબારમાં હજુણુ આવ્યો નથી તોબી એવું સંભલાય છે કે તે સ્વપ્નાઓ જોઇને ખરી હકીકતના ખુલાસા કરેછ."

"ખરી હકીકતના ખુલાસા કરવા ઉપરાંત," બેગમ ગુલરૂખસારે

ચલાવ્યું "તે વલી હઝારો માઈલ ઉપરના આપણા સગાંવહાલાંઓ શું કરેછ અને કેમ છે તેનોબી ખુલાસો કહેછ."

"શું ખરી વાત છે?" ચોંકી ઉઠીને બોલી હોય તેમ એકદમ ઝુલીખાં બોલી પડી, અને બધીઓ તેનો ચહેરો જોવા લાગી.

મલીકા ખુરશીદ હસી પડી, અને મોંહ મલકાવીને બોલી "હું સ્હમજી, આપણી ઝુલીખાં તેના ભવીષ્યનો ભરતાર અફ્જલખાં પંજાબમાં હાલ શું કરેછ અને કેમ છે તે પુછવાના ખ્યાલ ઉપર આવી જઇને એમ જલદી જલદી પુછેછ, હજીઓ નુચ્છી કહીની." અને એમ બોલતાંજ રાણીએ ઝુલીખાના ગાલપર પ્યારથી આંગલી મારી. ઝુલીખાં શર્મથી લાલ બની ગઈ.

"આપે તો અફ્ઝલને જોયો હશેજ, કેમ બેગમ સાહેબા?" રાણીએ નીરદોશતાથી બેગમ ગુલરૂખસારને સવાલ કીધો, પણ તે શું જાણે કે અફ્ઝલ અને ગુલરૂખસાર એક વરસના છુપાં પ્યારાંઓ હતાં અને આજે તેમની કચેરીમાં કચરો પડયો હતો!

"હા, મેં તેવણુને જોયલા છે." બેગમ ગુલરૂખસાર બોલી.

"આજ થોડોક વખ્ત થયો અફ્જલ અને ઝુલીખાં વચ્ચે છાણુપુતલાંના નાચ ચાલેછ." મલીકા ખુરશીદ બોલી "નામવર બાદશાહની સાથે મહેલના મરદાનાખાનામાં એક દીવસ અફ્ઝલખાં આવ્યા હતા, ઝુલીખાની નજર તેનાપર પરદાની અંદરથીબી ઉડીને ગઇ, અને તે પછી તો બેશક ખાનગીજ છે કે મ્હોબ્બતની સાંકલ કેમ બંધાઇ. નામવર નાસીરબી અફ્ઝલને પોતાની ભત્રીજી આપવા ખુશી છે, અને ચંદરોઝમાં હું ધારૂંછ કે પાક ખુદા ચાહશે તો અફ્ઝલ અને ઝુલીખાની શાદી થશે."

બેગમ ગુલરૂખસારે તે સાંભલીને મનમાં ને મનમાં ખુબ ગુસ્સો જમાવ્યો, અને દાંત કચકચાવતાં તેણે રૂમાલ પોતાના ચહેરાપર ફેરવીને છુપો એક નીસાસો નાંખ્યો.

"હવે શું તમે મ્હને સતાવવા માંગોછ કે આજે, કાકીજી!" હસતાં અને શરમાતાં ઝુલીખાં બોલી.

"ચાલ વારૂ, નહીં સતાવતી. બીજી વાત ઉપર ઉતરીએ."

મોંહ મલકાવી મલીકા બોલી, અને તેણે બેગમ ગુલરૂખસાર તરફ જોઇને પુછયું "ત્યારે શું, બ્હેન ગુલરૂખ, તું એમ ધારેછ કે આપણા શહેરમાં આવેલો ખાબબીન ખરો છે?"

"મ્હને એમ લાગેછ." બેગમ બોલી "કેમજે, મ્હારા મરહુમ પીદર કહેતા હતા કે ખાબબીનો ખરા હોય છે, અને એક ખાબબીને તેવણને ત્યાં થયલી એક મોટી ચોરીના કરનાર ચોરને પકડાવી પાડયો હતો"

"હા!" મલીકાએ ખુશીનો ઉદગાર કાઢયો.

"મ્હારા મરહુમ પીદરના હીરા ચોરાયા હતા, અને તે ચોર ગમે તેટલી શોધખોળ છતાં પકડાયો નહીં હતો" બેગમ ગુલરૂખસારે આગલ બોલતાં સ્હમજાવ્યું "જ્યારે કાંઇજ નહીં વલ્યું ત્યારે ખાબબીન પાસે ગયા. અને તે ખાબબીને સવાલ સાંભલી ઉંઘમાં પડી ચોર કયાં હતો તેનો સ્વપનો જોયો. અને અજાયબી તો એ થઇ કે સ્હેંકડો કોશ દુર રહેલો હીરાનો ચોર તે ખાબબીને જણાવેલી જગ્યાપરથી હીરા સાથે પકડાયો; અને તે દિવસથી મ્હારા પીદરનો ખાબબીનોપર વીશવાસ બેસી ગયો છે. ખાબબીનો કાંઇ દુન્યામાં મોટી સંખ્યામાં નથી હોતા, કોઇ કોઇજ શહેરમાં એકાદ મર્દ કે ઔરત ખાબબીન મલી આવે છે, અને તેઓ જે સ્વપના જોય છે તે કોઇબી બાબદના સવાલના જવાબમાં રહે છે."

"ઓ, ત્યારે તો એવો એક ખાબબીન આપણા ઝમાનામાં આપણા શહેરમાં મલી આવ્યો છે તો તેની પુરેપુરી કદર કરવી જોઇએ." હવે બેગમ હસીના બોલી ઉઠી.

"ખરી વાત છે, મ્હારૂંબી મન થયું છે કે આપણે એની મુલાકાત લઇએ." મલીકા ખુરશીદ બોલી "જો બેગમ ગુલરૂખસારને તે ખાબબીનના ઘરની ખબર હોય તો આજે સ્હાંજનાંજ જઇએ. આજે સ્હાંજના દરબારમાં નામવર બાદશાહ રોકાવાના છે, અને મ્હને લાગેછ કે તેવણની રજા વગર આપણે છુપા છુપ આજે જઇએ. બાદશાહ નામવર તો પોતાની દરબારમાં તે ખાબબીન આવે નહીં ત્યાં સુધી પોતે તેને બોલાવે નહીં, અને મ્હનેબી તેને બોલા-

જવાની કે મલવાની રજા નહીં આપે, તો પછી હું ધારૂં છ કે મ્હારી આતુરતાને જલદીથી પુગી વલવા માટે મ્હારે તે ખાબબીનને ઘરે આજેજ જવું. બેગમ ગુલરૂખસાર અને ઝુલીખા મહારી સાથમાં આવશે, બેગમ હસીના અને સોસન તમે બેઉ મહાલમાં રહેજો હું કયાં ગઈ છું તેની વાત તમામ ખાનગી રાખજો"

"તમો નામવરની ખુશી પ્રમાણે થશે." બેગમ હસીના બોલી.

*　　　*　　　*

અને, તે સ્હાંજના ઝળકલાને વખને એક બધ ગાડીમાં મલીકા જેહાન ખુરશીદ પોતાની બે સાથીઓ બેગમ ગુલરૂખસાર અને ઝુલીખા સાથે પેલા કોઈ ભેદી ખાબબીનને ઘરે ગઈ.

## પ્રકરણ ૩ જું.

### ખાબબીન રૂસ્તમજંગ.

ઉંઘમાં પડીને કોઈબી સવાલના ખરા જવાબ આપનાર તે "ખાબબીન"નું ઘર ભોપાળના એક એકાંત ન્હાના મોહલ્લામાં આવેલું હતું. તે ખાબબીન ભોપાળમાં નવોજ આવ્યો હતો અને તેણે છ મહીના સુધી રહેવાની બોલીએ પેલું ઘર ભાડે લીધું હતું, જે ઘર તેણે ચુંટી ચુંટીને શાંત અને એકાંત જગ્યાપર ખાસ જોઈ કાઢયું હતું.

તે મોહલ્લા તરફ ગાડીને ફેરવાવ્યા પછી બેગમે તે થોભાવી અને તે ઘરના બધ દરવાઝા આગલ દીવારપર મારેલું ફારસીમાં હાથે લખેલું એક પાટીયું ગુલરૂખસારે ખુરશીદને બતાવ્યું. મલીકા ખુરશીદે તે વાંચ્યું જે ઉપર ટુંકમાં નીચલું નામ લખેલું હતું: "ખાબબીન રૂસ્તમજંગ."

ખુરશીદ, ગુલરૂખસાર, અને ઝુલીખા એ ત્રણેએ પોતાના ચહેરાને નીકાબમાં છુપાવ્યા હતા, અને મલીકા ખુરશીદના કહેવાથી બેગમ ગુલરૂખસાર પહેલાં ગાડીમાંથી ઉતરી, અને તેણે જઈને દરવાઝો ઠોકયો. જવાબમાં દરવાઝો ખુલ્યો, અને સો વરસની હોય તેવી એક **ઝઈફ બુઢયા** દેખાઈ.

બેગમ ગુલરૂખસારે તે બુઢ્યા સાથે ધીમેથી કાંઈ વાતચીત કીધી, અને થોડો વખત પછી તે પાછી ગાડી આગલ જઇને બોલી "મેં આપને માટે કહ્યું છે મલીકા જહાંન, અને ખાબખીનની માદર આપણને ત્રણેને બોલાવે છે."

તે પછી ખુરશીદ અને ઝુલીખાબી ગાડીમાંથી ઉતરીને ગુલરૂખસારની સાથે ગઈ, અને ખાબખીનના ઘરમાં દાખલ થતી વખ્તે મલીકા ખુરશીદે ગાડીવાલાને ગાડી થોડેક દુર લઇ જઇને ઉભી રાખવા કહી. તે ત્રણે બાનુઓને અંદર લઇને પેલી બુઢ્યાએ દરવાઝો બંધ કીધો અને બોલી "ભલે પધાર્યાં નામવર મલીકા જહાન, ખુશ આમદી" અને તેણે દરવાઝાની જમણી તરફનો એક ઓરડો બતાવીને કહ્યું "હીંયા બેસો આપ ત્રણે, હું મ્હારા બેટાને બધી વીગત કહીને તુરત આઉં છું."

તે ગઈ, અને મલીકા જેહાંને ગુલરૂખસારને કહ્યું "બેગમ, આ તે કેવી સુલુક? આપણને ખાબખીન આગલ નહીં કેમ લઈ જવામાં આવ્યાં!"

"ગમે તેવા મોટા માણસનેબી ખાબખીનની રજા વગર તેના ઓરડામાં તેની એ બુઢી મા દાખલ કરતી નથી, એ વાત હું તહમને અત્યાર અગાઉ કહેતાં તદનજ ભુલી ગઈ, મલીકા જહાંન."

તેટલામાં રૂસ્તમજંગની માદરજ ત્યાં આવી લાગી "નામવર મલીકા જહાન," તે ઘણા અદબથી બોલી "મહારો બેટો હમણાં ખાબમાંજ પડેલો છે, અને તે જો કે તહમારાં દરજ્જા મુજબ તહમને માન આપવાની હાલતમાં નથી, તોબી તહમારા કોઈબી સવાલ માટે હું તહમને પહેલાં તેની પાસે લઇ જવા તઇયાર છું."

"હું તહમારૂં બોલવું સહમજી શકી નથી, માદર!" પેલી બુઢ્યાને ઇજ્ઝત આપીને રાણી અજાયબી સાથ બોલી "મ્હને પહેલાં લઇ જવા વીશે આપ કહેવા શું માંગો છો, વારૂ?"

"મતલબ મ્હારી એ છે કે તહમારી અગાઉ બીજાં કેટલાંક આવ્યાં છે, અને તેઓને આ પાસેના કમરામાં બેસાડેલાં છે." તે વૃધ્ધ ઔરતે ખુલાસો કીધો "તેઓની વારી તહમારી પહેલાં ધારા મુજબ

આવે છે, છતાંપી ત્હમો નામદારને ખાતીર હું ત્હમને પહેલાં અંદર દાખલ કરવા માંગું છું." અને તેણે આગલ વધાર્યું "હયાં કાયદો એવો છે કે જે પહેલાં આવે તે પહેલાં અંદર જાય, અને દરેક આદમીને એકેક પછી દાખલ કરવામાં આવે છે."

તે સાંભલીને મલીકા ખુરશીદે કાંઈ ગભરાટમાં બેગમ ગુલરૂખ સારની તરફ જોયું, અને તુરત વાંકી વલી જઇને તેણે ગુલરૂખના કાન-પર પડીને ધીમેથી કહ્યું "બેગમ, મ્હને તો ધાસ્તી લાગે છે. આ શું વાત છે? આપણુને દરેકને અકેલીને તેના ઓરડામાં જવું પડશે?"

જવાબમાં ગુલરૂખેબી રાણીના કાનપર પડીને જણાવ્યું "ધાસ્તી રાખવાની કોઇજ ઝુરૂરત નથી. મેં તો એ ખાબીન માટે કાંઇબી બુરૂ સાંભલ્યું નથી. આપણુને અકેલા દાખલ કરવામાં કોઇ ખરાબ નીશતા નથી રાખવામાં આવતી. ત્હમને ધાસ્તી લાગતી હોય તો હું પહેલી અંદર જાઉં, અને પછી ત્હમે જજો."

"કાકીજી અમથાં શક લઇ જાયછ." વાંકી વલીને તે ધીમી વાત સાંભળી લીધા પછી સ્હેજ હસીને મસખરીની ઢબે ઝુલીખા તેટ-લાજ ધીમા સાદથી બોલી "બેગમ ગુલરૂખસાર, ત્હમે પહેલા જઈ આવો, પછી હું જઇશ, અને પછી કાકીજી જાય," અને તેણે મલીકા ખુરશીદની આંખોમાં પોતાની આંખ નાંખીને કહયું, "કેમ હવે તો દીલને તસલ્લી મળશે કે નહીં, કાકીજી?"

મલીકા ખુરશીદે હાનુ ડોકયું નમાવ્યું, અને તુરંતુજ બેગમ ગુલ-રૂખસાર ઉઠીને પેલી બુઢ્યા તરફ જોઈ બોલી "ચાલો, પહેલાં હું આઉછું."

"ચાલો," એમ બોલીને બુઢ્યાએ ચાલવા માંડયું, અને બેગમ ગુલ-રૂખસાર તેની પાછળ પાછળ ખાબીન રૂસ્તમજંગના ઓરડામાં ગઈ.

બેગમ ગુલરૂખસારે ખાબીનના ઓરડામાં જઇને શું સવાલો કર્યા અને શું વાતચીત કીધી તે બીનાને હાલમાં તો આપણી વાર્તાની સાંકલને વધારે મઝબુત કરવા માટે આપણે ભેદમાંજ રાખીશું.—મગર, આપણે એ જોઈશું કે જયારે તે તે ઓરડામાંથી બાહર નીકળીને મલીકા ખુરશીદ પાસે ગઇ ત્યારે લગભગ અરધો

કલાક પસાર થઈ ગયો હતો.

બેગમ ગુલરૂખસારે આવીને ઝુલીખાને મોકલી, અને ઝુલીખા રૂસ્તમજંગના ઓરડામાં ગઇ કે મલીકા ખુરશીદ બેગમ સાથે વાતે વળગી. વાત વાતમાં બેગમે મલીકાને ઉડાવી, અને તેણે ખાબબીના ઓરડામાં શું શું સવાલો કર્યા હતા અને શું વાત થઈહતી તે બાનાના જુઠાં પાટીયાં ગોઠવ્યાં!

ઝુલીખાનેબી અંદર ગયાંને અરધો* કલાક થઇ ગયો. અરધા કલાકથીંબી વધારે વખત થયો, અને પોણો કલાક થઇ જવા છતાંબી જ્યારે તે બાહર નહીં આવી ત્યારે મલીકા ખુરશીદ બેચયન બની રહી.

"હવે મ્હારેથી અંદર જઈ શકાય તેમ નથી." મલીકા બોલી "કેમ જે આપણને મહેલથી નીકલ્યાને ઘણો વખત થઇ ગયો છે. અને મ્હને ધાસ્તી લાગેછે કે બાદશાહ જો પોતાના કામથી પરવારીને મ્હારા ઓરડામાં જશે અને મ્હને નહીં જેશે, તો મોટી પંચાતી આપણા જવા પછી થઈ જશે. ઝુલીખાને એટલો બધો વખ્ત કેમ લાગ્યો? એ કેમ હજુણ સુધી નહીં આવી!"

લેકીન, મલીકા બોલી રહી કે ખાબબીનના ઓરડાનો દરવાજો ખુલ્યો, અને ઝુલીખાં જો કે નીકાબ ચહેરા ઉપર નાંખીનેજ પાછી આવતી હતી છતાંબી તેને જે ગભરાત પયદા થયો હતો તે તેના આવભાવથી પ્રગટ જણાઇ આવતો હતો: તે નીશા ધરાવતા એક આદમીની માફક તમમર ખાઈ ખાઇને જાણે આવતી હોય તેમ લડડતી પડડતી ચાલી આવીને અતી ઘણાં ગભરાયલા ગલગલા સાદે બોલી "ચાલો! કાકીજી, ગુલરૂખસાર, હીયાંથી ચાલો!"

"બેટી, શું છે? જલદી બોલ" મલીકા ખુરશીદ ગભરાઈ જઇ ડચાઇને પુછવા પડી.

"અને બેગમ ગુલરૂખસારબી ચહેરો ફેરવી નાંખીને ધાસ્તીથી ધ્રુજતી હોય તેમ બોલી "બોલ, બ્હેન ઝુલીખાં, તું લડડેછ કાંય? ગભરાયલી કેમ છે?"

"તહમે મ્હને હમણાં કાંઈબી ના પુછો" ઝુલીખાં છેકજ રડમસ

આવાઝથી બોલી "ત્હમે બેઉ ચાલો, આપણે જતાં રહીએ."

મલીકા ખુરશીદ તે જવાબથી વધારે સર્દદીલ બનીને ધ્રુજવા પડી. અને તેણે ઝુલીખાને પકડી લેતાં કહયું "ચાલ, બેટી ત્હારી મરઝી છે તો ચાલ."

મલીકા ખુરશીદે તેટલું બોલતાંજ ઝુલીખાનો ઠંડો થઈ ગયલો ધ્રુજતો હાથ પકડી લીધો, અને ચાલવા માંડયું.

બેગમ ગુલરૂખસારે ત્રણ સોનામોહર પોતાની જેબમાંથી કાઢીને પેલી બુઢ્યાના હાથમાં મુકી, અને મલીકા તથા ઝુલીખા તરફ જતાં જતાં તેણે મનમાં ખુશીનું એક હસવું હસી લીધું!—મગર, તે જેવી તે બેઉ આગલ દોડી પહોચી કે તેણે પોતાનો ખુશીભર્યો ચહેરો ફેરવી નાંખ્યો, અને જાણે કેટલી બધી દુખી બની હોય તેમ મોહ કુમળાવીને ઝુલીખાને હાથનો ટેકો આપી ગાડી સુધી મલીકા સાથ તેને ચલાવી ગઈ!!

---

## પ્રકરણ ૪ થું.

### ઝહરની શુરૂઆત.

ગાડીમાં બેઠાં પછી મલીકા જેહાંને ઘણા આગ્રહથી કહયું "બેટી ઝુલીખા, તું મ્હારા દીલને ગમગીન બનાવેછ. તું ભરમમાં જે ચીઝ રાખેછ તે માટે હું રનજીદા થાઉંછ. બોલ ઝુલીખા બોલ કે ખાબબીનના ઓરડામાંથી નીકળ્યા બાદ ત્હારી હાલત એવી કેવી થઇ ગઇ? અફસોસ, આએ ત્હારો ચહેરો જો તું પોતે જોઈ શકતે તો તુને માલમ પડતે કે તે કેટલો બધો બદલાઈ ગયોછ, ગોયા કોઇ મુદદઇનું મોત આવ્યું હોય તેટલો બધો ત્હારો ચ્હેરો ઉતરીને ફીકો મારી ગયોછ."

"મ્હને નહીં ખબર હતી. કાકીજી" તમામ ગલગલા સાદે ઝુલીખા રડી પડીને બોલી "મ્હને નહીં ખબર હતી, કાકીજી, કે જે આદમીને હું મ્હારા દીલોજાન અરપણ કરી ચુકીછ તેજ આદમી મ્હારી તરફ એટલો બધો બેદરકાર અને એટલો બધો બેવફા દગલબાઝ આએ ચંદરોઝમાં બની જશે!"

"એટલે ?" સ્હમજ નહીં પડવાથી મલીકા ખુરશીદે પુછ્યું અને તે વખ્તે તેના ડોળા ફાટીફાટી દએ ઝુલીખાને મોટી અજાયબી સાથ જોતા હતા.

"એટલે એ કે અફ્ઝલ મ્હને બેવફા થયોછ." ઝુલીખા આંખોમાંથી ટપકતા આંસુના ટીપાંઓ સાથેજ બોલી. "જેને મેં મ્હારો સરતાજ બનાવવા ચાહયો, તેણે મ્હને મોહતાજ બનાવી દીધી !"

"તે કેમ ?" બેગમ ગુલરૂખસારે સવાલ કીધો.

"બાદશાહ નાસીરના કામપર તે ગયો; મગર, કામ કરવાને બદલે કોઈ ઔરતના પ્યારનો પરસ્તાર થયો" ઝુલીખા ગમગીન અદાએ બોલી, અને તે બોલી રહી કે તેના સીનાથી એક ટંડી સાંસ ઉડી રહી,

"શું ખાબબીને એમ કહયું ?" મલીકાએ પુછ્યું.

"હા, તેણે ઉંઘમાં પડીને જોયું, અને મ્હને પકકી બાતમી આપી." ઝુલીખા બોલી "મેં અફ્ઝલ કયાં છે, અને તે વખ્તે શું કરે છે તેનો સવાલ ખાબબીન રૂસ્તમજંગને પુછ્યો, અને રૂસ્તમજંગે ઘણે વારે મ્હને જવાબ આપ્યો. અફ્ઝલ લાહોરમાં કોઈ ગાનારીના ઘરમાં હતો, અને તે ઔરતના તકલીદી જુઠા પ્યારનો પરસ્તાર તે વખતે બન્યો હતો. અને વધારે અફ્સોસ તો મહને એ લાગેછ કે દગલબાઝ અફ્ઝલે મહારી આપેલી વીંટી તે હલકી ઔરતને આપી, અને પોતાની બદફયલી ચલાવી, તે ઉપરાંત તેણે તે ઔરત સાથ પ્યાર કરતાં એમ કહ્યું કે 'પ્યારી કુલસુમ, આખી ઝીંદગીભર હું ત્હારો અને ત્હારોજ છું'."

"એમ કોણે કહયું ?" તઅજ્જુબીના એક દરીયાવમાં ડુબી જતાં, ગોયા તે ચાલતી વાતનેબી ભુલી જતાં, મલીકાએ પુકારી પુછ્યું.

"ખાબબીને કહયું." ઝુલીખા બોલી "ખાબબીને તે હલકી ઔરત અને અફ્ઝલ તે વખતે જે વાત કરતાં હતા તે વાત પોતે બોલી સંભલાવી, મેં સાંભલ્યું તો દગલબાઝ અફ્ઝલ તે હલકી ઔરતને કહેતો હતો કે તે પોતાની ઉમ્રભર તેનો અને તેનોજ રહેશે !"

"અફ્સોસ !" મલીકા પોતાના પગપર જમણા હાથની મુઠ્ઠી અફાલતાં છીભ કરડીને બોલી, અને તે વખતે તેણે ગમગીન આંખો-

એ બેગમ ગુલરૂખસાર તરફ જોયું "અફઝલને હું ગુલ સહમજી ચુકી હતી, મગર તે ગુલ તો ખાર નીકલ્યું; મહારી પરીસુરત બેટી ઝુલીખા ગોયા એક કાંટાને પોતાના દીલમાં વસાવી ચુકી! કેટલી મોટી ભુલ મેં કીધી કે એવા એક દગલબાઝ સાથ ઝુલીખાને પ્યાર કરવાની મેં રજા આપી."

"અફસોસ નહીં કરો કાકીજી." ઝુલીખા દર્દમંદ દીલ છતાંબી મલીકા ખુરશીદને સંભારો આપતી રવેશે બોલી "મહારા કીસમતમાં જે થવાનું હતું તે થયું. મગર યાદ રાખો કે હવે જો એ દગલબાઝ પોતાનો મકરો ફીતરતથી મહને પટાવતો સહમજાવતો ફસાવવા આવશે તો હું તેને એક નોકરને અપમાન કરીને દુર કરવામાં આવે તેમ નફરતથી ધીકકારી કાઢશ, અને તેનું મુએ મોંહું જોવા સાફ ના પાડશ."

"શાબાશ." બેગમ ગુલરૂખસાર મોટી હીંમત આપીને બોલી "એક દગલબાઝને એવોજ સખ્ત નતીજો મલવો જોઇએ."

અને તે બાબદની થોડીક ચુપકીદી પછી મહેલ આવ્યું; અને ત્રણે જણીઓ મહેલમાં દાખલ થઇ,

ત્રણે પોતપોતાના ઓરડામાં ગઇ, જ્યારે બેગમ ગુલરૂખસારે પોતાના કમરામાં પગ મુકતાંજ દાંત કચકચાવીને કહ્યું "મહારી પાક દામનપર હરામ હાથ મારનાર દગલબાઝ અફઝલ, યાદ રાખ, ગોયા મહારાજ ઇન્તેકામની તલવારની ધારનું આ ઝહર શુરૂ થઇ ચુકું છે."

---

## પ્રકરણ ૫ મું.

### અફઝલ બરતરફ!—ગુલરૂખનો બેટા!!

સારૂજ થયું કે ખાબગીનને ઘરે મુલીકા ગઇ તે વખ્ત દરમ્યાનમાં બાદશાહ નાશીર મહાલના ઝનાનખાના તરફ નહીં આવ્યો, નહીં તો કે બાદશાહ અને તેની મ્હોરદાર વચ્ચે કોઇ નવોજ જહઘડો જાગ્યો હતો. બાદશાહ નાશીર ઘણોજ ઉતાવળો અને અધીરો તથા અદેખો હતો એમ કહી દઇશું તો ચાલશે, કેમજે જો કે તે બધી રીતે સારા સ્વભાવનો હતો પણ માણસ જેમ ભુલ વગરનું નથી રહેતું તેમ તેની ઉતાવલા

સ્વભાવની એક મોટી અયબ ધરાવતો હતો. રાણીને રજા' વગર ખાબબીનને ઘરે ગયલી જાણીને તે તો મીઝાજ તમામ ખોહી દેતે !

ત્યારે, ખાબબીનને ઘરે અફ્ઝલની હાલત જાણ્યા પછી મહાલમાં તે તેની વાતની સ્હેજબી ચકચાર ચલાવવામાં આવી નહીં લેકીન ચોથેજ દીવસે બાદશાહ નાસીરને અફ્ઝલની બેપરવાઇની ખબર મલી ગઈ, અને બાદશાહ તેથી અતીષ્ય ગુસ્સાબાજ બની રહયો.

એક ઘોડેસ્વાર સરદાર જે અફ્ઝલની સાથમાં પંજાબ તરફ ગયો હતો તેણે આવીને બાદશાહ નાસીરને ખબર આપી કે લાહોરની હદમાં દાખલ થઇને અફ્ઝલે કોઈ એક ગાનારીના ઘરનો આશરો લીધો હતો, તે હલકી ઔરતના પ્લીદ પ્યારનો અફ્ઝલ શીકાર થયો હતો, અને બાદ શાહનું કામ વાપર વખાતું નાંખીને અફ્ઝલે તે કામ બગાડવા ઉપરાંત બાદ શાહ નાસીર તરફથી આપવામાં આવેલી સોનામોહરની એક ઠેલીબી ગુમાવી!

બાદશાહે તે ખબર ઘણાજ મોટા ગુસ્સાથી સાંભલી, અને મલીકાએ તે ખબર જાણીને મોટી અજાયબી બતાવી. મલીકા ખુરશીદને પેલી ખાબબીનની વાતપર હજુણ સુધી મનમાં કાંઇક શક હતો, મગર જ્યારે પેલા સ્વારે આવીને લાહોરની, અફ્ઝલની, અને ગાનારીની વાત કહી ત્યારે તો મલીકા ખુરશીદ તઅજજુબીના દરીયાવમાં ગોયા ગર્ક ગઇ અને તેણે હવે પુરો ભરસો ખાબબીનપર મુકયો. અને, ઝુલીખા ! તે તો અફ્ઝલની દગલબાઝી તેના ખરા આકારમાં જાણીને ગુસ્સા અને ગમથી ગોયા દીવાની બની રહી.

બાદશાહે પેલા સ્વારથી વાત જાણ્યા પછી ચાહયું કે અફ્ઝલને પકડાવી મંગાવે અને તેને સજા કરે, મગર બેગમ ગુલરૂખસારે મલીકાને સહમજાવી કે "ગમે તે પણ આખીર કરેને તે એકવારનો મોટો અફ્સર અને બાદશાહની ભત્રીજી ઝુલીખાનો પ્યારો કહેવાય તો તેવા એકને કયદ કરવાથી ઘણું ખોટું થાય, સજા કરવાના કરતાં એને જો બાદશાહ બર તરફ અને આપણા રાજની હદથી દેશ બાહર કાઢે તો બહુ ઘટતી શીક્ષા અફ્ઝલને મલેલી કહેવાય."

મલીકા ખુરશીદના ધ્યાનમાં બેગમ ગુલરૂખસારની તે વાત

બરોબર ઉતરી ગઇ, અને મલીકાએ બાદશાહ નાસીરને દબાણ સાથ તે સુચના કીધી. બાદશાહના ધ્યાનમાં તે વાત ઠસી ગઈ, અને તેણે તુત પોતાના દેશમાં મુનાદી ફેરવી કે "અફઝલને આપણા રાજયથી દેશ પાર કરવામાં આવે છે, તેની સનદ લઈ લેવામાં આવે છે. અને તેનું ઘર તેના તમામ સામાન સાથ જપત કરવામાં આવે છે."

અફઝલના માબાપ કે બ્હેન કોઇ નહીં હતાં, સીર્ફ એક ભાઇ હતો જે વરસોનો કોઇ દુરદરાઝ મુલ્કમાં હતો અફઝલ એક ન્હાના મકાનમાં શોભઇતા સામાન સાથ વસ્તો હતો, જે ઘર તેનું પોતાનું બનાવેલું હતું. બાદશાહ નાસીરના હુકમથી તે ઘરમાંનો સામાન જપ્ત કરીને સરકારી ખાતાને હવાલે કરવામાં આવ્યો અને તે ઘર તોડી પાડવામાં આવ્યું !

અફઝલને હોદ્દાથી બરતરફ કરવામાં આવ્યો હતો અને તેને દેશપાર કાઢયો હતો તેની ખબર એક પયગામચી મારફતે કહેડાવવામાં આવી, અને અફઝલે મોટી દીલગીરી સાથ તે ખબર સાંભલી. તેણે ઘણું ચાહયું કે તે બાદશાહ નાસીર આગલ જાય, પણ તેની સામેનો હુકમ અને તેનો પોતાનો મગરૂર સ્વભાવબી તેની સામે આવી ઉભો રહયો, અને તેથી તેણે બાદશાહ નાસીરની હદમાં કદીબી નહીં જવાનો ઠરાવ કીધો.

ઇનતેકામના આતશથી જલી જતી બેગમ ગુલરૂખસારને હવે દીલમાં મોટી ઠંડક થઇ. તેને જેવું ચાહયું તેવું બની ગયું અને તેના તલવારની ધારપરનું ઝહર સાબુત ચઢવા માંડયું તે જોઇ અને જાણીને અતીબ્ય ખુશી અને દીલમાં શાદ શાદ બની રહી.

અને, હવે, અઝીઝ વાંચનાર, આપણુને આપણી આ વાર્તાના બીજા ભાગપર જવાનું હોવાથી બેગમ ગુલરૂખશારના બાબમાં એક ઘણો અગત્યનો બનાવ જે બને છે તે જોઈ લઇશું:

અફઝલની દોસ્તી તુટવા પછી બેગમ ગુલરૂખસારને જણાય છે કે તે પોતે હમેલદાર થઇ હતી ! !

આપણે જાણીએ છીએ કે બેગમ એક પાકદામાન ઔરત

હતી, અને અફઝલને પરણવાના ઈરાદાથીજ તેણે અફઝલને પોતાની દામનનો હવાલો આપ્યો હતો—મગર, બદમાશ અફઝલ દગલબાઝ નીકલ્યો, અને તે બેગમ ગુલરૂખસારને તજી ગયો. બેગમ ગુલરૂખે જ્યારે જાણ્યું કે તે પોતે માદર થવાની હાલતપર જવાની હતી ત્યારે તે ઘણી ગભરાઈ. પહેલા બે મહીના સુધી તો તેણે ચલાવ્યું, પણ પોતાની ઈજ્જત સંભાલવા પાછલથી તેણે વીચાર કીધો કે કોઇ છુપી જગ્યાપર ચાલી જઇ પોતાની કફોડી હાલતનો સંસારો કોઇને જવા દેવો નહીં. તેથી, તેણે મલીકા ખુરશીદથી એક વરસ હવાખોરી માટે જવાની રજા માંગી, અને ભોપાળનો પોતાનો "ગરદીશ મંઝીલ"નો મહાલ છોડીને બેગમ લકનો તરફ નીકલી ગઇ. તેની સાથમાં તની બે બુઆઓ સાથી તરીકે હતી જેઓ તેની દરેક વાત જાણતા હતા અને દરેક વાત પોતાના પેટની સંદુકમાં છુપાવી રાખતા હતા.

*　　*　　*　　*　　*

દશ મહીના પસાર થઇ ગયા છે.

અને, આપણે બેગમ ગુલરૂખના લકનોનાં ઘરમાં ડોકયું કરીને જોઇએ છીએ તો આપણને શું જણાય છે ?

બેગમ ગુલરૂખસારની પાસે દુધ પીતું એક બચ્ચું સુતેલું છે, જેને જોઇને બેગમ કોઇવાર ખુશી થાય છે અને કોઈ વખ્ત દીલગીર !

બેગમ ગુલરૂખસારે પોતાના તે બાળ બેટાનું નામ 'કમર' રાખ્યું છે.

"બેટા કમર," બેગમ ગુલરૂખસાર પોતાના બાળ સાથ બબડે છે "બેટા કમર, ત્હારા બાપની દગલબાઝીથી તું છતે બાપે નબાપો છે, લેકીન યાદ રાખ બચ્ચા, કે મોટો થઇને ત્હારે ત્હારાજ બાપને તલવારની કાતીલ ધારપર ચલાવવાનો છે."

અને તેટલું બોલીને બેગમ ગુલરૂખસારે ગુસ્સાથી પોતાના દાંત એકમેકપર મુકીને ખુબ ઝોરથી કચકચાવ્યા, અને પછી કમરને દાબીને એક બોસો લીધો !

# પ્રકરણ ૬ ઠ્ઠું.

## ગુલરૂખની ખુઆએ કહેલી કહાણી.

અઝીઝ વાંચનાર, ગયા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે આપણને કોઈ બીજીજ તરફ થોડો વખ્ત નઝર નાંખવાની છે; પણ, તે પહેલાં આપણે એટલું જોઈ લઇશું કે આજથી દશ મહિનાની વાત અગાઉ જે વખ્તે પેલા કોઈ ભેદી ખાબબીન રૂસ્તમ જંગને ઘર બાદશાહ નાસીરની મ્હોરદાર મલીકાજહાન ખુરશીદ, બાદશાહની ભત્રીજી ઝુલીખા, અને બેગમ ગુલરૂખસાર ગઈ હતી, તે વખ્ત પછીથી ખાબ બીન રૂસ્તમ જંગ એકાએક ભોપાળથી ચાલી ગયો હતો, અને ભોપાળથી તે કયાં હતો તેનો પ-તો કોઇનેબી મલી શકયો નહીં !

હવે, આપણે આપણી વાર્તામાં આગળ વધીશું. બેગમ ગુલરૂખ લકનૌમાં પોતાના (છતે બાપે નબાપા) બચ્ચા કમરને ઉધારતી હતી તે વખ્તે તે બેટાને હાથોમાં લઈ ઘણી વાર તે રડતી હતી. તે તેનું રડવું તેની બે ખુઆઓમાંની એકને બીલકુલ ગમતું નહીં હતું, અને દયાથી દાઝી જઇને બેગમ ગુલરૂખસારને તે ઘણું સ્હમજાવતી—પણ, આખીર ઘણી મનાવતોથીબી બેગમ જ્યારે નહીં માનવા લાગી ત્યારે તેની તે નૌકરડીએ પોતાને એક કહાણી જે ખબર હતી તે કહાણીનો કીસ્સો કહી સંભળાવીને બેગમનું દુઃખ કમી કરવાનો ઇરાદો કીધો.

અને તે ઇરાદા મુજબ બેગમ ગુલરૂખની ખુઆએ નીચલી વાર્તા બેગમ ગુલરૂખને કહી સંભલાવી:—

## બેગમ ગુલરૂખનીઆગલ કહેવામાં આવેલી કહાણીઃ

ઘણા વરસોની વાતપર તુરકીશ સુલતાન સલીમ ત્રીજાના વખ્તમાં એક એવો બનાવ બનવા પામ્યો કે તુરકીશ પાયતખ્ત શેહેર કોનસતેનતીનોપલના તમામ લોકો ધાસ્તીથી ગોયા ધ્રુજવા લાગ્યા, આખા શેહેરના દરેક ગામ અને મહોલ્લામાં, બલકે ગનીના ઘરમાં યા ગદાની ઝુંપડીમાં ભયે મુકામ કર્યું–અગર જો આખું ગામ બલીને અંગારમાં ભસમ થતું જતે તોબી કોઇ એટલો ગમ નહીં ખાતે, અગર જો મુલ્કે તુર્ક આબના દરીયાવમાં ડુબતે તોબી કોઈ એટલો ગમ નહીં કરતે, મગર આ દહેશતનાક બનાવથી ગોયા ગમ ને સીતમના આહો! લોકના સીનામાં ઘર કર્યું, ઝાલીમો દરથી કાંપી ઉઠયા, અને મઝલુમો કોઈ અજીર ઝુલ્મની ધાસ્તીમાં ગોયા ગર્ક થયા!

અને એ ધાસ્તી શું હતી? સુલતાન ઝુલ્મગાર થયો તો નહીંજ હતો, કેમ જે તેના જેવો ભલો સરદાર કોઈબી જાતનું બુરૂં કરે તેની રઇયતને ઝરાબી ફીકર નહોતી. તે ખુદાશનાસ સુલતાન હતો, અને અદલ ઇનસાફને ચહાતો હતો. મગર ત્યારે તે ધાસ્તી શું હતી?

બે વરસ આગમજથી એવી વાત કોનસતેનતીનોપલમાં ફેલાઇ હતી કે બોસફરસની મોટી નદીમાં રાબેતા કરતા વધારે લાશો માલુમ પડતી હતી. દરેક જણ માહીતગાર હતું કે ખૌફથી જલતાં શૌહરો પોતાની સ્ત્રીની દામન માટે એક લહેઝાભારબી શકમંદ થતા તો તેઓ વગર વિચાર્યે યાહોમ તે નાઝુક પંચનીને છુપાછુપ રેહેંસી નાંખતાં અને તેની લાશને બોસફરસના ઠંડા આબપર છોડી દેતા! નામવર સુલતાન આ જાતના ખુનોને દાબવા હરદમ કોશીશ કરતો

હતો.—મગર તે વધતા ખુનોની વાત વધતી ફેલાઈ, અને આખીર તેને ધાસ્તીનું રૂપ અખત્યાર કીધું, કેમ જે રોઝ બરોઝ ખુનોની સંખ્યા વધતી ગઈ અને તપાસ કરતાં સાધારણ દેખાવ કરતાં કોઇ અજબ સીન નઝરે પડયો:—અગાઉ તો અઓરતોની લાશ હંમેશાં આવતી હતી, લેકીન હવે તો મર્દોની લાશ આવવા લાગી ! !

મર્દો, અને તેબી વળી જવાન અને ખુબસુરત.-તે લોકને દેખઇતી રીતે કોઇ તીક્ષણ હથીયારે મારી નાંખવામાં આવતા હતા અને દરેક જણની ગરદનપર એક ઘણો ઉંડો ઘા કરવામાં આવેલો દેખાવાથી એટલું તો પ્રગટ હતું કે કોઈ ફરેબથી તેમને ઓચીંત હુમલો કરીને ઝબેહ કરવામાં આવતા હતા. તે સઘલા જુવાનીયાઓ જેઓ ખુનીનો ભોગ બનતા તે અઢારથી ત્રીસ વર્ષની અંદરના ટુર્ક, આરમેનીયન, યહુદી, ગ્રીક જાતના હતા, અને જ્યારે કીનારાપર તેમની લાશ તણાઇ આવતી ત્યારે તેમના ગજવા પઈસાથી તર અને તેમનું બદન દાગીનામાં મઢેલું હતું જે પરથી રઓશન તો એ થતું કે તેમના ખુન દાગીનાની લાલચે યા પઇસાના ખેંચાણથી કરવામાં નહીં આવતું, લેકીન કોઇ બીજીજ ચીઝને માટે તે ખુબસુરત અને તવંગર જુવાનીયાઓનો દમ ખતમની ટોંચપર પુગાડવામાં આવતો હતો.

બેશક, તે કંઈ જેવી તેવી વાત નહીં હતી, અને તે સંખ્યા બંધ લાશો એક ઝોરાવર દહેશત હતી.

આ ધાસ્તી ધ્યાનમાં લેતાં કોઈબી ઘર એવું નહોતું કે જેમાંથી રૂદનનો પોકાર નહીં આવતો હતો. આલા, અદના, ગરીબ, અને તવંગર સર્વે પોતાના કોઇ અઝીઝ ખેશીના મોત વાસ્તે આહોઝારી કરતું અને આંસુઓમાં દરરોઝ પોતાની ચશ્મો તરતી રાખતું. પહેલાં તો

વીચાર ચલાવવામાં આવતો હતો કે યહુદીઓ તુર્ક અને બીજી જાતવાલાઓના ખુન કરતા હતા મગર તે વીચાર પાછો રદ કરવામાં આવતો હતો, કેમ જે બીજેજ કલાકે બોસફરસના આબપર એક અતી નવજવાન ખુબસુરત ચેહેરે યહુદીની લાશ તરતી ખેંચાઈ આવતી જણાતી અને ત્યારેજ લોકો યહુદીઓ પરનો શક દુર કરતા હતા. ખુનો દેહેશતનાક હતા, અને અજાયબ હતા, કારણ કે સર્વે જુવાનીયાઓની ગરદનના ચોકકસ ભાગ ઉપરજ હથીયારનો હુમલો કરવામાં આવતો હતો, અને ખ્યાલ કરવામાં આવતો કે એકજ હથીયારે એકજ આદમી સઘલાં જાન ઉપર આઝાબ નાંખતો હતો!

પોલીસ પોતાથી બનતું બજાવતી હતી. છુપા વેશમાં અમલ-દારો નાના મોહલ્લામાં જીપલાવતા હતા, છાપો મારતા હતા, મગર તમામ ફોકટ હતું.

જુવાનીયાઓના ખુન થતા હતા એટલે મોટી ઉમરના મર્દોને પોતાના ખુનની ધાસ્તી નહીં હતી મગર તે લોક જીવતાં છતાં મુએલાં હુતા, કેમ જે પોતાના બેટા, ભત્રીજા યા ભાણેજ, સગા કે દોસ્તના મોતપર તે લોકે રૂદન કીધું હતું, અને દરરોજ સહવારના બીછાણેથી ઉઠતી વેલા ધાસ્તીથી ધ્રૂજતા કે આજે કોણુ ખેશીના મૌતપર નવી માતમ ચલાવવાની તે લોકને સરજતે સજાયલી હતી!

નામવર સુલતાન સલીમે હવે પોલીસે જે કીધું છે તે કરતાં વધારે બજાવવુંજ જોઇએ અને આ સંખ્યાબંધ ખુનોના કરનારોને હવે તો કોઇબી રવેશે પકડવાજ જોઇએ એવો મઝબુત ખ્યાલ કીધો, અને તેણે તે ખ્યાલથી પોલીસના અફસરને તેના ગરદનની ધમકી આપવા પોતાની હુઝુરમાં હાઝર થવાનો હુકમ કાઢયો.

ચીકાર ભરાયલી દરબારને મુખડે સુલ્તાની તખ્તપર નામવર સલીમ પુર ભપકાથી બીરાજ્યો હતો. હસન-એફેન્દી તે પોલીસનો વડો સરદાર તખ્તની પાસે અદબ વાલીને ગુઠણુ મંડીયે પડયો હતો તે એક બુઝર્ગ મર્દ હતો, સાઠની ભરતી ભરાઇ ચુકી હતી, અને તેની સુફેદ દાઢી હવાની લેહકી સાથે તેની છાતીપરથી ઉછલી વારંવાર ખભાં ઉપર પડતી હતી.—સુલતાન ખૌફથી જલતો હતો.

"એની મતલબ શું છે, ઓ, કંગાળ એફેન્દી!" સુલતાને ગુસ્સાથી બાંગ મારી "તું મારી પોલીસનો અફસર છે છતાં તે ભેદ જે લોકના રૂવેરૂવાં ઉભાં કરે છે તેને તું પુગી વલી શકતો નથી તેની મતલબ શું છે?"

"સર સલામત રેહે નામવર સુલતાનનું" હસન એફેન્દી નમીને બોલ્યો, "રઇયત મારા ખેશી છે એમ હું સમજુ છું, તે લોકને વાસ્તે હું બનતું કરૂં છું, મગર અફસોસ કે આ જાતનો ભેદ ઉકેલવામાં મેં જેટલુંબી કર્યું છે તે સીર્ફ પાણીમાં ગયું છે."

"મારી રઇયત શોર મચાવે છે" સુલતાને દમામથી પુકાર્યું "અને તે કારણુ વગર બુમ મારતી નથીજ. આવા કાલા કામનો જલદીથી અંજામ આવવો જોઇએ, નહીં તો મારી આખી સલતનતપર પાક અલ્લાનો ખૌફ પડશે. મારી રઇયત બલવો કરશે! ઓ કંગાલ એફેન્દી, તુંને રોઝના બનતા એ દહેશતનાક ખુનોનો ભેદ કોઇબી જોખમે શોધી કહાડવોજ જોઇશે. સાંભલ એફેન્દી! તારા સુલતાનના શબ્દો ગંભીર ગઉરથી સાંભલ, તુંને આંઠ દીવસની મહેતલ આપવામાં આવે છે, અને જો આંઠ દીવસમાં તેં આ દહેશતનાક હોહાકારના મચાવનાર યા મચાવનારાઓનો પત્તો નથી શોધ્યો તો

પછી નવમાં દીવસની સહવારે તારૂં સર તનથી જુદું કરી તારા પોતાના ઘરની બારીએ ખુનથી ઝઝરતું લટકાવવામાં આવશે જે તમામ તારી પછીના પોલીસ અફસરો સમજે કે પોતાની ફરજ નહીં બજાવી શકનાર હીચકારાઓનો ફેજ આવી તરેહનો થાય છે."

ખઉફના અંગારથી લાલ બની જતા સુલતાને મજકુર શબ્દો પુરા કરતાંજ હસન એફેન્દીને પોતાની સાંમભેથી દુર થવાની નીશાની કીધી, અને હસન તખ્તને ત્રણવાર નમાને દુઃખી દીલે પોતાને ઘરે ગયો.

સુલતાને દરબાર બરખાસ્ત કીધી, અને પોતાના મહાલમાં દાખલ થતાંજ તેણે પોતાના અઝીઝ બેટાઓ મુસ્તફા અને મહમદની મુલાકાત લીધી, અને તેમને પોતાના હુકમની વાત જણાવતાં તે બન્ને છોકરાઓએ પોતાના પીદરના મઝબુત વીચારની વખાણ કીધી.

તે દરમ્યાન કમનસીબ હસન એફેન્દી ઘરે પહોંચતા પોતાની મહોરદાર અને ખુબસુરત બેટીને મલ્યો, અને વાત જણાવતાંજ ત્રણે જણાંઓએ આસુંથી પોતાના કપડાં ભીજવ્યાં.

"મારે આંઠ દીવસમાં એ ભેદ કેમ શોધવો?" તે બુઝર્ગ મર્દ પોતાની સ્ત્રી અને બેટી ગમ રડતી ચશમોએ જોઇને બોલ્યો.

"અને શું ત્યારે કંઇબી નહીં કરી શકાશે કે, અઝીઝ પીદર?" ખુબસુરત ગુલીખાંએ પોતાના બાપને પુછ્યું, "એવો કોઈ તમારો રફીક નથી જેને સુલતાન સાથે સારૂં હોય અને તે પોતાની સ્હમજાવતથી સુલતાન નામવરનો વીચાર ફેરવી નખાવે?"

"મારા બીરાદર પાશા જરૂર તેમ કરશે." હસનની વ્હાલી મહોરદારે કહયું, "તેવણ પોતાનો લાગવગ વાપરી,—"

"નહીં, મારી જાન!" એક ડચકું ખાતાં હસન વચમાં બોલ્યો, "સુલતાન ઘણા કદ્દા થયલા છે, એટલા કે મારા સાલાથીબી તેવણુ સમજવાના નથી."

એક લાંબી ચુપકીદી ફેલાઈ-પણ એકાએક હસનની મહોરદારને કંઇ યાદ આવી ગયું અને તે બોલી, "યાદ છે વહાલા શૌહર કે એક વખતે એક માણસ સાથે તમે ભલાઇ કીધેલી, અને તેના બદલામાં તેણે વચન—"

"ખરી વાત!" હસનને યાદ આવી જતાં તેના ચેહેરાપર ખુશાલી ફેલાઈ અને તે બોલી ઉઠયો, "હા, તે માણસ કંઈ કરી શકશે ખરો, પણ વખત ખોહવામાં કંઈજ સાર નથી."

"એક ચીઠી લખી નાંખો, ઉતાવલ કરો." હસનની દુર અંદેશ મહોરહારે જડપથી કહયું. "અને આપણી ઝુલીખાને તે ચીઠી આપીને મોકલો."

"હા" હસન બોલ્યો, "અને આપણી વહાલી ઝુલીખાંને તેની હાજરીમાં ખુરકો ઉઠાવવાથી કંઇબી ખમવું પડશે નહીં! તે એક સુંઘો ગ્રહસ્થ છે અને એવી ખુબસુરત નાદાન છોકરીનો પીતા એવા કંગાલ ફેજે પહોંચે તેના વીચારથી તેના દીલમાં રહમ પેદા થશે."

ઝુલીખાં જવાને તઈયાર થઈ, તે બુઝર્ગ મર્દે ચીઠી લખી કહાડી, અને તે લઇને પોતાની બે સ્ત્રી નોકરો સાથે ઝુલીખાં ઘરથી રવાના થઈ.

મહાતાબ સમ ચેહેરાની તે જવાન સુંદરી ઝડપથી રસ્તો કાપતી ચાલી અને સુલતાનના મહાલ આગલ આવી લાગતાં તેણે પોતાની નોકરડીઓને ઉભા રહેવાનો ઇશારો કીધો અને પોતે અંદર દાખલ

થઈ. કોઇ છુપો શબ્દ ઝુલીખાંએ વાપર્યો જેની અસરથી તેને મેહેલનાં ચોકકસ ભાગોમાં દાખલ કરવામાં આવી અને ત્યાંથી ગંજાવર ઓરડાઓ પસાર કરીને તે કાલા પોશાકમાં સજ થયલા એક પુરૂષ આગળ આવી થોભી. તે યુનુચ ટુકડીનો સરદાર કીસલર આગા હતો. ઝુલીખા તેને નમી અને ચીઠીપરનું નામ બતાવ્યું.—પહેલાં તો કીસલર આગાએ તેને તે માણસ આગલ લઈ જવાની ના પાડી, મગર ઝુલીખાની રડતી ચશ્મો આગલ તે લાચાર થઈ ગયો અને આખીર તે તેને પોતાના ઓરડાની પડોશના એક ગંજાવર દીવાનખાનામાં લઈ ગયો.

ઝુલીખાં અને તે ચોકકસ આદમી વચે એક કલાક સુધી કંઈ વાતચીત થઈ અને જ્યારે ઝુલીખાં તે મર્દને નમીને બહાર નીકલી ત્યારે અગર જો કોઇ તેના બુરકા નીચે નઝર કરતે તો જણાતે કે તેણી કંગાલીયતથી દુર થયલી ખુશી અને ખુશાલીમાં મશગુલ થઇ હતી. તેણીના પગલાં હવે વીજળીક હતા.—તેના મગઝપર ઠંડક છવાઈ હતી, અને તે ઝડપુ કદમે પોતાની નોકરડીઓ સાથે ઘર તરફ જતી હતી.

પોતાના મા બાપને ઘર પહોંચતાંજ ઝુલીખાં પહેલાં પીદરના હાથોમાં જુલઈ પડી.—અને ત્યાર પછી પોતાની માદરને ગલે વલગી અને તે ઉપરથી બેઉ જણાંઓ સમજી ગયાં અને તેમની બેટીના લાલ હોટોમાંથી એકબા શબ્દ બહાર નીકલે તે આગમજ તેઓ ખુશાલીથી રડી પડયાં!—ઝુલીખાંની 'ચશ્મોમાંથીબી ખુશાલીના આંસુ' પડયાં પછી તેણે શું બનાવ બન્યો હતો, તે વીગતવારે કહી સંભલાવ્યો.

"તું ભલી અને અઝીઝ બેટી છે, મારી ઝુલીખાં." તે પીતાએ ઝુલીખાંના બરડાપર પોતાનો હાથ થોકતાં ખુશી થઇને કહયું. "અને

તારા કાકા કાકીએ નામવર સુલતાનનો હુકમ સાંભલીને ગમ કીધો હશે, તેમનો ગમ તું આએ તારી જીતના હેવાલથી દુર કરી નાંખજે."

"તે કરતાં ઉલટું તો એ છે વ્હાલા પીદર" ઝુલીખાએ મમતાથી કહ્યું, "કે મહાલની બહાર ગયા પછી તમારા અને માદરની સીવાય કોઇનેબી એ વાત કહેવી નહીં એવો સખત હુકમ મ્હને મલેલો છે."

"ત્યારે તો ચુપ રેહેવામાં મોટી ફતેહ સમાયલી છે." હસન બોલ્યો. "કંઇ નહીં તું તારા કાકા કાકી અને પીત્રણો આગલ કંઇજ કહેતી ના, મગર આજે તે વ્હાલાંઓની મુલાકાતે તો જરૂર સીધારજે."

"હા, મારા અઝીઝ પીદર, હું ખુશીથી જવશ." તે ખુબસુરત કુમારીકાએ પોતાના કીરમીઝી હોટોમાંથી એક ખુશાલીનું હસ્વું પ્રગટ કરી પોતાના ગુલાબી રૂખસારા બોલતાં બોલતાં વધતાં લાલ બનાવી દીધા.

તેજ દીવસની સ્હાંજ હતી જ્યારે કોનસતેનતીનોપલના મોહલ્લાઓમાંથી એક જવાન તુર્ક ધીમે ધીમે પસાર થતો હતો. જવાન મરદો જેઓ ખુબસુરત લેખાય છે તેઓમાંનો આ એક સુંદર નમુનો હતો. તેની ઉમર બાવીસ વરસની હતી. તેની મુછ લાંબી ને મરોડદાર હતી, તે પગે ચાલતો હતો અને તેનું ધ્યાન કોઇ ખ્યાલમાં રોકાયલું હતું.

તે વારંવાર પાછલ ફરીને જોતો અને જરા થોભતો, જાણે કે કોઇને શોધતો હોય તેમ. આખીર એક દુકાનની તુરતની થયલી ભભુકેદાર રોશનીપર તેનું ધ્યાન ખેંચાયું અને તે અંદર ગયો, એક

જગ્યા લીધી, અને શરબત મંગાવી પીધું, અને ચીબુકનો ધુંવો કહાડવા લાગ્યો.

તે ટર્કીશ જવાનીઓ દુકાનમાં દાખલ થયો તે પલે બે ગ્રીક જવાનીયાઓ બેસીને ગપ્પા સપ્પા મારતા કંઈક ઠંડાં પીણાંને ઈન-સાફ આપતા હતા. તે બન્ને દેખાવલા હતા, અને માંહોમાંહે કાંઇ ગંભીર વાતચીત ચલાવતા હતા. પેલો તુર્ક દાખલ થયો કે તુરતજ તેઓ વાતચીતથી ચુપ થયા અને તેને ટીકી ટીકીને જોવા લાગ્યા.

તેઓએ તેમ જોયું, અને બેદી રીતે ગુસગુસ કીધી, અને પછી પાછું તેના તરફ જોયું. તેમ જોઈ રહયા પછી કાંઇ બબડી લઇને તેઓ જાણે કોઈ વાતચીનને છેડે આવ્યા, અને પછી ઉઠીને તેની પાસે ગયા. જતાંને વાર વાતચીત એવી તરેહથી કરવા માંડી કે જાણે વરસોની દોસ્તી હોય તેવી!

તે ત્રણુયેએ તે પછી જે વાત કીધી તે પહેલાં તો સાદી હતી, પણ પાછળથી રસકસપર વધી ગઈ. તુર્કે તેમની વાતચીતપરથી એટલું અનુમાન કાઢયું કે તેઓ ભાઈ ભાઇઓ નહોતાં પણ-અઝીઝ રફીકો હતા, અને તેમના નામો લુકાસ અને જુલીયન હતા.

લકાસ બેઉમાંનો વડો હતો અને તેને આલબેનીયન પોશાક સજ્યો હતો, તેના કમરબંદમાં બે હીરાજડીત મુઠની ખંજરો લટકતી હતી.

જુલીયને ગ્રીક ઢબનો લેબાસ પહેર્યો હતો, અને તેના માથાના વાળ લુકાસ કરતાં નાના હતા લેકીન ગુચવાલા હતા. બેઉને દાઢી ન હતી પણ લાંબી મુછો હતી.

વાતપરથી વાત થતાં જણાયું કે લુકાસ ને જુલીયનને નીશાળમાંથી દોસ્તી બાઝી હતી, અને તેઓ પોતાની વયે આવતાંજ જાની મીત્ર તરીકે એકમેક સાથે વરતતા હતા. તેઓ નામીચા શેહેરની મુલાકાતે નીકલ્યા હતા, અને કોનસતેનતીનોપલના સુલતાની શેહેરમાં એક પખવાડયું થયું આવ્યા હતા.

"અને હું બીરાદરો" હુકે કહયું "તમારા કરતાંબી ત્યારે નવો છું. હું તો આજેજ સહવારે આ શેહેરમાં આવી પુગ્યો છું—અને હવે જ્યારે આપણે છુટથી વાતો કરતા થયા છીએ તો તમારા નામ જાણ્યા પછી હું કેહેવાની રજા લઉંછ બીરાદરો, કે મારૂં નામ ખલીલ છે."

તે બેઉ ગ્રીકો આ સાંભલીને નમ્યા અને દોસ્તીનું રૂપ આગળ વધેલું જોઇને તેઓ ખલીલની ટેબલપર પોતાના પીણાંનાં ગલાસો લઈ આવ્યા.

"બીરાદરો, મેં તો કોનસતેનતીનોપલમાં કાંઈ નવું જોવાની આશા રાખેલી, પણ નવું કાંઈ જોઉં તેટલાં તો મેં કાંઈ દહેશતનાક ખબર સાંભળી!" હુકે કહયું.

"તમો શાને વાસ્તે કેહેવા માંગોછ તે અમે સ્હમજી ગયા, બીરાદર ખલીલ" લુકાસે કહયું "આપણુનેબી એ ભેદ શોધી કહાડવા કોશીશ કરવી જોઇએ એમ મ્હને તો બા લાગેછ—શું તમે સાંભલ્યું નથી કે નામદાર સરકારે એ ભેદ શોધી કહાડનારને ઇનામ આપવાનો ઢંઢેરો પીટાવ્યો છે? એ ઈનામ ખરેજ એક આદમીને તેની ઝીંદગીના છેલ્લા દીવસ સુધી બહુ સુખેથી અમન ચમનમાં મોજ કરવા શકતીવાન બનાવે તેવું છે."

"હા મેંબી એવીજ તઉરનું કાંઈ સાંભલ્યુંછ ખરું" ખલીલે કહયું "પાક અલ્લાના શુંક કે મને તે ઈનામની લાલચ કરવા જેવું નથી, કાંયજે અલ્લાએ આપ્યું મારી પાસે પુરતું છે, તો ભેદને પકડીને શોધવાના કરતાં તે ભેદની ખરાબીમાં નહીં સપડાઉં તેના ઉપાય લેવા મને વધારે પસંદ છે."

ખલીલના બોલવા પછી થોડોવાર ગંભીર ચુપકીદી ફેલાઈ રહી–તે પછી લુકાસ બોલ્યો "અમારા આવ્યાની પહેલીજ સાંજે એક બનાવ બનવા પામ્યો, અને અગરજો મને શેહરમાં ચાલતા ગભરાતનો કાંઇબી ખ્યાલ તે વખતે હતે તો મરતાં અમે તે પગલું નહી ભરતે. પણ તે બનાવ બન્યાની બીજેજ દીને અમને તો તે ગંભીર ભેદની ખબર પડી."

"સારે નસીબે" જુલીયન હસ્તા બોલ્યો "તે બનાવ તો કોઈ બીજીજ તરકીબનો બનવા પામ્યો."

"બીજીજ તરકીબનો?" ખલીલ આતુર બન્યો "તે વલી કેવો?"

"હું તમને કહું બીરાદર ખલીલ" લુકાસે કહયું "તમે અત્યાર અગાઉંના જાણોછ તો ખરા કે હું મારા શરીક જુલીયન સાથે કોનસતનતીનોપલમાં એક પખવાડીયાંની વાતપર આવ્યો હતો. અમો આ શેહેરમાં સાંજને છેડે આવી લાગ્યા હતા. ઘોડા પરથી પડી જવાને લીધે જુલીયનને માર લાગ્યો તેથી એ અમોએ ભાડે લીધેલા ઘરમાંજ રહી પડયો અને હું મહોલ્લાઓમાં ફરવા નીકલ્યો. એક મોહલ્લામાંથી પસાર થતાં મને એક મોટી ઉમરની ઔરત મલી જે કોઈ ચોકકસ ઘરની નીશાની પુછતી હતી પણ તે મને ખબર નહીં હોવાથી મેં કોનસતેનતીનોપલમાં નવાજ આવ્યાની વાત તેને

કહી. તે સાંભળીને તે દાસી તો મારી વખાણ કરતી બોલી કે 'આ મારી બાઇ તારો સોહામણો ચેહેરો જોઇને કેવી ખુશી થઈ જશે !' મેં તેની બાઈનું નામ પુછ્યું." લુકાસે વધાર્યું "ત્યારે તેણે પોતાના હોટપર આંગલી કરી મને ચુપ રેહેવાની ફરમાસ કીધી, ત્યારપછી મેં તેની બાઈ આગલ મને લઇ જવા કહ્યું કારણ કે હું તે દાસીના બોલવાપરથીજ કાંઈ તે ખુબસુરત સુંદરીપર મનમાં ને મનમાંજ પ્યારમાં ગીરફતાર થયો હતો. તેણે તે સાંભલીને મને કેટલાક સવાલો કીધા અને કોનસતેનટીનોપલમાં હું શા કારણે આવ્યો છું તે પુછી લીધા પછી મને પોતા પાછલ જવાની ઇશારત કીધી. આખીર અમો નદી કીનારે પહોંચ્યા જ્યાં એક નાવડી અમારે માટે ખોટી હતી, તેણે મને તેમાં બેસવા ઇસારત કીધી, હું તેમાં બેઠો જે પછી તે બેઠી અને ગુલામોએ હલેસા મારવાનું શુરૂ કીધું. નાવડીમાં બેઠા પછી એક દુરકીશ ઝનાનખાનામાં જવાનું કામ કેટલું ધાસ્તી ભરેલું છે તેના વીચારથી હું ધાસ્તી ખાઇ ગયો. ખરેખર તો પેલી દાસીને કાંઈ ઘરે જવાનું હતું નહીં, પણ મારી સાથે વાતમાં ઉતરવાના ઇરાદાથી તેણે વાતની શુરૂઆત તરીકે ઘરની ઇધાણીનું ઓઠું અડાવ્યું હોય તેની મને પછી સમજ પડવા લાગી. અરધા કલાકમાં બોસફરસના ઠંડા આબની કીનારીએ અમો પ્હોંચ્યા, કીનારે ઉતર્યા પછી હું પેલીના કહેવા મુજબ તેની પાછલ પાછલ ગયો. અમો એક બાગીચામાં ગયા જે છેડે એક મોટો મહાલ ઉભેલો હતો. ચુપચાપ મને તેને ચાલવા કહ્યું, અને એક ઓરડામાંથી બીજા આગલ ગયા જ્યાંની કુંચી તેની પાસે હતી, તેનાથી તેને ખોલ્યો અને અમો એક બંધ ઓરડા આગળ આવ્યા. તેની આગળ પહોંચતાંજ પેલીની નઝર દરવાઝાની પાસે મુકેલી કોઇ ચીઝપર પડતાંજ તે ચોંકી–તે કંઈજ

નહીં પણ સાદડીપર કહાડી મુકેલી મોરકકો ચામડાંની સ્લીપરના એક જોર હતી!"

"હું તેની મતલબ સ્હમજી ગયો." ખલીલ બોલી ઉઠયો "અમારામા રીવાજ છે કે ઝનાનખાનામાં શૌહર જાય તો તે ઓરડાના દરવાઝાની બહાર પોતાના જુટીયાં કહાડી જાય."

"હું તે સમજી શકયો નહીં" લુકાસ બોલ્યો "અને પેલી દાસીની અજાયબીને વધારે પુગી વળવાની હું કોશીશ કરૂં તેટલાં અંદરથી કોઈ બારણા તરફ આવતું હોય તેવાં પગલાં વાગ્યાં.–પેલી તરતજ ચમકી ઉઠી, તેણે સામેના એક ખાલી ઓરડાનો દરવાઝો ખોલ્યો, ને મને તેમાં હડસેલી દીધો! મેં મને અંધારામાં જઈ પડેલો જોયો–અને મારા પર બારણું બંધ કરવામાં આવ્યું."

"પેલી ખુબ્યા અંદર આવી કે?" ખલીલે પુછયું.

"નહીં બીરાદર" લુકાસ બોલ્યો "હું ત્યાં અકેલોજ હતો, થોડે વારે મેં મારી સામેનો પેલી સ્લીપર પાસેનો દરવાઝો ખુલતો સાંભલ્યો અને તે પછી એક ઘોઘારી સાદ આવ્યો 'આમીના! આમીના! તે કાંહાં છે? કેમ આવતી નથી, જોઈતી ચીઝો કેમ લાવતી નથી? મારા તો અંદર પોટીયાં લેવાયા, કાંય જે એ સાદ મને તો ધરધણીનો લાગ્યો. હું વીચારમાં હતો તેટલાં મારા ઓરડાની અંદર આવેલું એક બારણું ખુલતું જણાયું, તે પછી બટીનો ઉજાસ દેખાયો, ને તે પછી કોઇ પરીસુરત ઔરત બતી સાથે અંદર ધીમા કદમે ચાલી આવી. તે મને જોઇને અજાયબ થઈ ગઈ. "ઓ ખુદા! એ અહીં કોણ છે?" તે બોલી અને તેનો આવાજ સાંભળીને એક બીજી ત્યાં દોડી આવી. તે બેઉના ચેહેરા મને બટીના ઉજાસથી જણાયા

મને તે બેઉ બેનો લાગી. મેં ટુંકમાં મારી પર વીટેલી બીના જણાવી કે તેઓએ મને પોતાની સાથે તેડયો. હું તેમની પાછળ પાછળ ગયા અને તેઓ આવી હતી તેજ રસ્તે બહાર પડતાં એક કુશાદે ઓરડો જણાયો જેની વચોવચમાં એક ફુવારો સુંદર રીતે ઉડતો માલુમ પડયો. તેઓની ઉમર સત્તર અને ઓગણીસની હતી અને ઓરડામાં દાખલ થવા છતાંબી તેઓએ પોતાના ચેહરાપર બુરકો નાંખ્યો નહીં. અલબત હવે તે ફોકટનું હતું કેમજે મેં તેમના ચેહેરા અત્યાર અગાઉના જોઇ લીધા હતા. મને તેઓએ પોતાની વચ્ચે બેસાડયો, અને મારી વાત પાછી કહેવાની ફરમાસ કીધી. મેં વીગત વારે કહયું કે તે લોકના ચેહેરા અજાયબીમાં ગરકાવ થયા, અને તે લોકે એકમેકને છુપા ઇશારા કીધા તે લોકે તે પછી મને ખાત્રી આપી કે તેમના પીદરની નવી મોહોરદાર—તેમની મત્રઇ—ઇસમીલદાની આગળ તે દોસી મને લઈ જનાર હતી. ઇસમીલદાની વાત સાંભળીને હું અજાયબ બન્યો. તેઓએ મને કહયું કે તે મત્રઇની ઉમર ભાગ્યે ત્રીસની હશે. મેં તે લોકને તે ભરમ છુપો રાખવા કહયો, અને તેઓએ ખાત્રી આપતાંજ કહયું કે અગરજો તેઓ ભરમ રાખે નહીં તો હું તેમની સાથે બીજી વખત વાતચીતમાં નહીં જોડાઉં, અને તેમ થાય તો તે તેમને ગમે નહીં તેવું હતું. હું તે સાંભળી ખુશી થયો, અને મારી વાતચીતને પસંદ કરનાર તે સુંદરીઓના મેં નામો પુછયા. મોટીનું નામ ગુલનાર હતું અને નાનીનું થીરઝા, અને તેમના બાપનું નામ દૌલતખાન પાશા હતું—તે પછી મેં જવા માંગ્યું તો તેઓએ મને બીજીવાર આવવાનુ તેડું કીધું. મેં કહયું કે મારી સાથે મારો એક દોસ્તબી છે તો તેઓએ તેનેબી લઈ જવા ફરમાવ્યું. તે પછી અમીનાને બોલાવી

તેઓએ અમીનાને હાથમાં લઇ મને બહાર મોકલાવ્યો. તે દીન પછીથી પેલીજ દાસીની મારફતે હું ને જુલીયન ત્યાં છથી સાત વખત ગયા છીએ અને અમો વાતચીત ઉપરથી તે બેઉ હુરીઓપર પ્યારમાં પડયા છીએ—હું ગુલનારને ચાહાઉં છું, અને આપણો બીરાદર જુલીયન થીરઝા તરફ મહોબત ધરાવે છે."

"હા—અમે કાલેબી ત્યાં જઈ આવ્યા, અને આજે સાંજેબી જવાનો ઈરાદો રાખીએછ. આજે વલી તે લોકની કોઇ સગી થતીબી ત્યાં આવનાર છે, તે કોઇ અમારો ભેદ છુપો રાખે તો સારૂં—એબી ગુલનાર ને થીરઝા જેવીજ ખુબસુરત કુમારીકા છે એમ અમે અમારી માશુકોને મોંઢેથી સાંભલ્યુંછ."

"એમ છે ત્યારે તો હુંબી તમારી સાથે આઉંછ—પેલી કોઈ ત્રીજી આવીછ તેથી હું જોઉંછ કે કોઈ ત્રીજા આશકની મહોબતના મેદાનમાં જરૂર છે, તો પછી તમારો સેવક હાઝર છે." ખલીલ ઉઠીને ઉભો થતાં છાતીએ હાથ દઇને બોલ્યો.

"તે જો તમને આશક નહીં કરશે તો ઝુલીખાં સાથે વાતચીતમાં તમે ઘણા કામ આવશો." લુકાસ બોલ્યો.

"અહહા! શું તેનું નામ ઝુલીખાં છે? કેવું મીઠડું છે! પણ બીરાદરો, યાદ રાખજો કે આવા મોટા ઉમરાવની કુમારીકાઓ સાથે પ્યારના ચેરાં કહારવા એ બહુજ જોખમ ખેડવા જેવું છે. આપણાં નસીબ હોય ને એઓ આપણી મહોરદાર થાય તો નેક છે, પણ દૌલતખાન આપણા જેવાઓને આપશે એ તઅજ્જુબી છે. બોલો તમે આવશો કેની?"

"હા જ્યારે નસીબમાં એજ સરજાયલું છે ને લક્ષ્મી પોતેજ ચાંદલો કરવા આવી છે તો પછી મોંઢું ધોઈ આવવા જવાનો વખત કાંય કહાડું?" ખલીલ અધીરો પડતાં બોલ્યો, "કેટલે વાગે જવાનું છે?"

"આપણે સાથેજ હીંયાથી નીકલશું." લુકાસ બોલ્યો.

શરબત નોશ કરી, તેની કીમત દુકાનદારને ભરી, તે ત્રણુયે જવાનીયાઓ ત્યાંથી મહાલ તરફ જવા સારૂ બાહર પડયા.

તેઓ ગયા અને લુકાસ તથા જુલીયનને રસ્તાની માહીતી હોવાથી તેઓ ખલીલને દોરવી ગયા, અને આખીર મહોલ્લાઓ પસાર કરીને બોસફરસને કીનારે આવી લાગ્યા. રાબેતા મુજબ બે હબસી ગુલામો નાવડી લઇને ખોટી થતા હતા. ત્રણે તેમાં કુદયા અને અરધા કલાકની અંદર બીજે જોઇતે કીનારે જઈ પહોંચ્યા, જ્યાં પેલી દાસી ઉભેલીજ હતી.

"આજે તમે ત્રણુ જણા છેઓ?" તે અજાયબાથી બોલી.

"હા—અમારો એક રફીક અમારી હમરાહ છે" લુકાસે કહયું "અમીના, તું કાંઈ ફીકર ના રાખ, તારે વાસ્તે પૈસા તૈયાર છે."

લુકાસે એમ કહેતાંજ સોનાનો એક સીકકો તેના હાથમાં મુકયો જેના ચલકથી તેની ચશ્મો અંજાઇ ગઈ, અને તેનું મોઢું બંધાઈ ગયું.

સીકકો લઇને પછી તેણીએ ફાનુસના તેજથી ખલીલનો ચેહેરો જોયો, અને જોતાંની સમેટ જાણે પોતેજ પરણવાની હોય તેમ ખલીલપર નીસાર થઇ ગઇ. કોણુ જાણે ખલીલના ચેહેરાથી કે પેલી સોના મોહરના પ્રતાપથી?

"બહુજ ખુબસુરત, બહુજ ખુબસુરત જવાન છે-બીલકુલ અમીરી ઝનાનખાનામાંની કોઈ માશુક વાસ્તેજ પયદા પડયો હોય તેવોજ દેખાવડો છે," તેણીએ ચલાવ્યું "માશાઅલ્લા, શું ખુબનકશ ચહેરો છે!"

આખીર, તેઓ પહોંચ્યા. અને ગુલનાર ને થીરઝા જેવી બહાર આવી કે તેઓ આજે ત્રીજા આવનારની હાઝરીથી પહેલાં અચકી પડી, પણ લુકાસે અને જુલીયને તુરતજ ખુલાસો કીધો જે સાંભલી તેઓ હસી.

"અમારી પીત્રેણુ ઝુલીખાં ઓરડામાં બેઠેલી છે" ગુલનારે કહયું "તમને તે જરૂર પસંદ કરશે, અને હું ધારૂંછ કે થોડાજ દીવસોમાં શાદીના ગાંઠથી તમો જોડાઇને એક થશો."

ખલીલ હસ્યો.

ખલીલને ઝુલીખાં સાથે મેલવવામાં આવ્યો, અને તે ખુબસુરત કુમારીકાએ મનમાં વમાસ્યું કે "ભરતાર જો કરવો તો એજ જવાનને."

આખીર, ખલીલ અને ઝુલીખાં ખુશીથી હસ્યાં; અને ત્રણેઉ જોડાંઓ પોતાના ભવિષ્યના લગન પર પ્યારભરી વાતો કરવા બેઠા.

ગુલનાર કોચપર બેઠેલી હતી જેની પાસે લુકાસ બેઠો હતો, થીરઝા પોતાના આશક જુલીયન પાસે બેઠી હતી અને જુલીયને તેનો હાથ મમતાથી પકડયો હતો, જ્યારે ખલીલ ભોંયપર બેસી જઈ પોતાની માશુકના મુખડાને માયાથી નીહાલતો હતો.

ઝુલીખાં શરમાતી હતી મગર તે પોતાના ભવિષ્યના ભરતારના લબોમાંથી પડતા સખુનો પુર ગૌરથી સાંભલતી હતી.

ખુશ વાતચીતમાં એક કલાક વહી ગયો. તે આશક માશુકના જોડાંઓને તો વખત કેમ જાય છે તેની સુધ્ધીબી નહીં હતી અને વાઘના પીંજરામાં બેસીને તેઓ મહોબ્બતના આતશની હુંફ લેતા હતા જેની ભયાનક ધાસ્તીનો તેમને કાંઇજ ખ્યાલ આવ્યો નહી.–લેકીન, આખીર, દરવાઝા પર એક ઘોઘારી સાદ સંભલાયો.

"પીદર છે!" ધાસ્તીથી ફીકકી ફ્ચ થઇ જઇને ગુલનાર અને થીરઝાએ લગભગ ચીખ પાડી, તેઓના ચેહેરા ઝર્દ મારી ગયા, અને હોટ ફીકરથી થરથર ધ્રુજવા લાગ્યા.

"મારા કાકાજી!" એકાએક ઝુલીખાંના લબોમાંથી ધાસ્તીનો આવાઝ નીકલી પડયો.

દરવાઝો ઠોકવાનું દર પલે વધતુંજ ગયું, અને હવે દૌલતખાન પાશાનો ઘોઘારી સાદ આવવા લાગ્યો.

તેણે ધમકી આપી કે અગર જો જલદી દરવાઝો ખુલવામાં નહીં આવશે તો તે તોડી પાડીને અંદર દાખલ થવામાં આવશે.

"બીરાદરો" ખલીલ બોલ્યો "આપણે મરદોએ પાશા આગલ ખુલાસો કરી આપણે સર તકસીર વ્હોરી લેવી જોઇએ, અને આશા છે કે આપણી ભવિષ્યની ભાગ્યણોના એક બાલનેબી અલવલ નહીં આવવા દેવાની બનતી કોશીશ આપણુને કરવી જોઇએ."

"ઠીક કહ્યું, બીરાદર" લુકાસ બોલ્યો "આપણા ત્રણુયેમાંથી હું દૌલતખાન પાશા આગળ ખુલાસો કરીશ."

અને તે દરવાઝા આગલ ગયો.

લુકાસ ગયો, અને તેણે દરવાઝાની કલમાં ચાવી ફેરવી.

જે પલે ચાવી ફરવાનો આવાઝ થયો કે તેજ પલે એક જબરા ધડાકા સાથે દરવાઝો ઉંઘડી ગયો, અને રૂપેરી જુમરમાં મુકેલી બતીઓના ઉજાસથી લુકાસ જોઈ શકયો કે પાશાની હમરાહ છ સીહા હબસીઓ નાગી શમશીર સાથે તસતસ થતી ચશ્મોએ ઉભા હતા!—લુકાસે જોયું તો તેમાંનાં બે હબસીઓ તો તેઓજ હતા જેઓ હરરોઝ નાવડીમાં બેસાડીને છુપી રીતે તેમને ઝનાનખાનામાં લાવતા હતા!!

એકજ પલ—અને બીજી પલે દોલતખાન પાશા પોતાની તલવાર મ્યાનમાંથી કહાડીને લુકાશ આગલ ધસી ગયો.

"નામવર પાશા." લુકાસે અદબ વાલીને નમીને કહયું "મારો, જો ત્હમને લાયક લાગે કે મારવું, તો મારો. મારૂં સર તૈયાર છે, શમશીર ચલાવો—ગરદન ઉડારો. મારી પાસે ખંજર હાઝર છે. લેકીન હું ગુલનાર જેવી માહતાબ ચેહેર નેક બખ્ત સુંદરીના પીતાના સીનામાં ખંજર ચલાવવા કદી કદીબી તૈયાર તો નહીંજ થઇશ."

દોલતખાન પાશા, જે બહાદુરીને ચાહતો હતો તેને લુકાસને તેની દીલાવરી માટે અચ્છી રવેશે મનમાં વખાણી લીધો, તેનો વીચાર ઝટ ફરી ગયો, શમશીર મ્યાન કીધી, અને ગુલામો તરફ ફરીને બોલ્યો "ઝકડો એને, હથીયાર જપત કરો—ઝંજીરમાં અસીર કરો."

બીજીજ પલે તે છએ છ ગુલામો લુકાસની આસપાસ ફરી વલ્યા અને તેની કમરબંદમાં લટકતી ખંજર ઝુટવી લીધી, અને સાંકલની એક બેડીમાં તેને ઝકડી લીધો.

દોલતખાન આગલ ચાલ્યો, જેની પછવાડે પેલા હબસી ગુલામો

લુકાસને પકડીને ચાલ્યા.

છોકરીઓના દીવાનખાનામાં જેવો દૌલતખાન પાશા દાખલ થયો કે ગુલનાર અને થીરઝા તેના પગો પર માથું મુકીને તેની દયા તલબ કરવા લાગી, ઝુલીખાં ફીક!–ફ્ચ અને ધ્રુજતા થથરતા લબો સાથે–દૌલતખાન—તે પોતાના કાકાના પગોને ચુમવા લાગી.

"આ બે શખ્શોની ઝડતી લો, હથીયાર તેમનાં જપત કરો, ઝંજીરમાં તેમને ઝકડી લો." દૌલતખાન પાશા ખલીલ અને જુલીયન તરફથી નઝર ફેરવી હબસીઓને હુકમ કરવા લાગ્યો.

એક હબસી લુકાસ આગલ ઉભો રહયો, જ્યારે બાકીનાઓએ ફરમાશ મુજબનું કામ કીધું.

"નામવર પાશા, ઝબર દસ્તીની કોઇજ જરૂરત નથી—લો, અમારા હથીયાર, તમારી જનાબમાં હાઝર છે." ખલીલે કહયું.

"મારા નામવર," જુલીયને હવે કહયું. "અમોએ ભુલ કીધેલી છે— અને તે ખતાની સજા અમને થવીજ જોઇએ—અમારે મરવુંબી જોઇયે."

"મરવું?—ઓ નહીં, નહીં!" જાણે એક ઝબાન હોય તેમ ગુલનાર અને થીરઝા બેઉ સાથે બોલી. ગુલનારની ચશમો લુકાશ પરથી તેના પીતા પર જતી, અને થીરઝાની નઝર જુલીયન ઉપરથી પોતાના પીદર પર પડતી.—ઝુલીખાં પણ પોતાની ચશમો કાલાવાલાથી પોતાના ચચા તરફ ફેંકવા લાગી.

"નામદાર" લુકાસે કહયું "જો તમારી ધીરજને ફકત થોડીક મીનીટ સુધી સબ્ર આપો તો હું તમોને ખાત્રી આપવાને શકતીમાન

થાઉં કે તમારી અને તમારા ભાઇની છોકરી બીલકુલ નીર્દોષ છે. દોષીત તો અમો છીએ, તમારો ગુસ્સો અગર જરાકબી અસર કરવા આરઝુમંદ હોય તો તે અમારા પર અસર કરવો જોઇએ, સજાના સજાવાર અમો છીએ—અમોને તમારે સજા કરવી જોઇએ."

"બોલો, જલ્દ બોલો, ખુલાસો કરો, નીર્દોષ હો તો જીવો, દોષીત હો તો મરો" પાશા કંટાલીને ગુસ્સાથી બોલ્યો.

"મારા બે રફીકો અને હું" લુકાસે ચલાવ્યું, જાણે કે એવા ડોળથી કે ઓય તે સઘલું સાચ્ચુંજ બોલશે "અમો ત્રણુંએ, તવંગર માબાપના છોકરા છીએ અને મૌજ કરવા મુસાફરીએ નીકલ્યા છીએ, અને અમો ટુંક વખ્ત ઉપરજ કોનસતેનતીનોપલમાં આવી પુગ્યા હતા. આજે સાંજના બોસફરસને કીનારે ફરતાં ફરતાં અમો પવીત્ર કુદરતની મહાન શકતીથી બનેલા ઉમદા દેખાવો ખુશાલીથી નીહાલતા ચાલતા હતા, તેટલાં ચાલતા ચાલતા તમો નામદારના મ્હાલ પાસે આવેલા બાગ નઝદીક આવ્યા અને અમારી નઝરે એક દરવાઝો પડવાથી અમો ભુલથી—"

"કયો દરવાઝો?" પાશાએ પુછયું.

"બાગની પાછલી બાજુ તરફનો" લુકાસે અડાવ્યું, પણ તેનાં પેટમાં કલેજી નહીં હતી!!

"આગલ બોલો."

"બાગીચો કેવી રૌનકદાર ઢબે હુન્નરમંદીથી બનાવેલો છે તે જોતાં જોતાં" લુકાસે પોતાના અડાવેલા અટકલને વઝન મળેલું જોઇ બેવડી હીમતથી કહયું, "અમે મહાલના ઓટલાપર દાખલ થયા, જ્યાં કોઇ નહીં દેખાવાથી અમો મહાલને ખાલી સમજીને આગલ

વધ્યા. કેટલીક વખત એમ મહાલની બાહરની બાજુએ ફરતાં અમારામાનાં એકને પ્યાસ લાગી. કોઈ માલીબી હોય યા મહાલનો રખેવાલબી હોય તો તે પાણી પાસે એ મતલબે અમો આજુબાજુ જોવા લાગ્યા, તેટલાં મહાલનો એક દરવાઝો ખુલ્લો માલમ પડયો."

"કયો દરવાઝો?" પાશાએ સવાલ કીધો.

"બાજુના બાગનો મોટો દરવાઝો." લુકાસે જવાબ દીધો.

"બોલો." પાશાએ આગલ બોલવાની ઇંશારત કરતાં કહયું.

"બાકીનું તો હું ટુંકમાં કહીશ મ્હારા મેહેરબાન" લુકાસે દમ ઉપર રાખીને ચલાવ્યું "અમો મહાલમાં તે દરવાઝાની મદદે દાખલ થયા, એક દાદર જણાંતાં તે ઉપર ચઢયા, એક ઓરડો જણાતાં તેમાં દાખલ થયા તો અમને આ ત્રણ બાનુઓ બેઠેલી જણાઇ. અમો અંદર દાખલ થયા કે એઓએ ચીખ પાડી મુકી, અમો તો એઓની ખુબસુરતીપર એટલા બધા લુભાઈ પડયા કે ચીખની દરકાર નહીં કરતાં અહીંજ થોભી ગયા. અમને એઓએ ચાલી જવા માટે કહયું, અમે નહીં માન્યું; અમને ધમકી આપવામાં આવી, તોબી અમે નહીં માન્યું. ધમકીથી કાંઈ નહીં વલતું જોઈ સમજાવત પતાવત કીધી તોબી નહીં માન્યું, અને આખીર અમો હીંયાજ બેઠાં. ધાસ્તીના ધ્રુજારા સાથે એઓએ અમારી સાથે વાત કીધી, અને વાત કરતાં કરતાં રફતા રફતા અમારામાંનાં બેએ તમારી બે બેટીઓને શાદીથી પરણવાનો કૌલ લીધો, અને એકે ઝુલીખાં સાથે લગન કરવાનું વચન લીધું—તેટલાં દરવાઝો થોકાયો અને આપ નામવર પાશા હાઝર થયા; આપનું સર પાક ખુદા સલામત રાખે, અને ઝીંદગી લાંબી કરે!"

દઓલતબાનનો ખૌફ ઝરા કમ થયો હતો, મગર તે પુરો તો

નહીંજ થયો હતો.

"લેકીન હું પુછું કે આપ કોણ છો?" લુકાસ તરફ જોતાં પાશાએ પુછ્યું.

"મ્હારૂં નામ લુકાસ વાસીલો છે" લુકાસે જવાબ દીધો "હું નામવર સુલતાનની રૈયત છું, અને મારા પીતા તુરકીશ પ્રાંત અલબેનીયામાં મોટા જાગીરદાર છે."

"અને તમો કોણ છો?" પાશાએ ન્હાના ગ્રીક તરફ જોઇને પુછ્યું.

"મારૂં નામ જુલીયન મીલેદા છે" જુલીયને અદબઅદાથી જવાબ આપ્યો "અને મારા પીદર લેમનસના ટાપુના મોટા વેપારી છે. અને તેથી આપ નામવરને રોશન તો થયુંજ હશે કે હુંબી નામવર સુલતાનની રૈયત છેઉં."

"અને આપ કોણ છો?" પાશાએ તુર્ક તરફ જોઇને સવાલ કીધો.

"મારૂં એસ્મ ખલીલ ઓસમાન છે" ઝુલીખાંનાં આશકે કહયું "કારામાનીઆના પ્રાંતના મશહુર "બે" ઓમાંનાં મારા પીદર એક નામચીન "બે" હતા. બીહીસ્ત મુકામ થયા છે, અને તેમના સઘલા પૈસા મને મલ્યા છે. અને હું આશા રાખું છું કે તમારા ભાઇની છોકરી ઝુલીખાંના હાથને હું લાયક છું. કેહેવાની કોઇ જરૂરત નથી રેહેતી નામવર પાશા, કે હુંબી મારા ટ્ટીકો મુજબ નામવર સુલતાનનીજ રૈયત છું."

પાશાએ કેટલોક વખત સુધી તેમને જોયા કીધા પછી એકાએક તે ગુલનાર તરફ ફરયો, તેણે બે હબસીઓને હુકમ કીધો જેઓએ ગુલનારને ગીરફતાર કીધી—અલબત, ઝરાકબી અલવલ

તેને ન આવે તેવીજ રીતથી.

"પીદર, શું કરો છો?" તેણે કાલાવાલાની ઢબે પુછ્યું, અને પીતાની તરફ જોઈ રહયા પછી પોતાના આશક તરફ ચશ્મ ફેરવી લીધી.

"મારા નામવર, હું તમોને કાલાવાલા કરૂં છું" લુકાસે કહયું "કે તમારા ગુસ્સાનો તમામ બોજો અમારા સીર ઉપર ઉતરવો જોઇએ."

"ઓ, પીદર!" થીરઝાએ ચીખ પાડતાં કહ્યું "બચાવો—બચાવો માહરી હમશીરાને, મારી બ્હાહરને, મારી બહેનને બચાવો, ના સતાવો."

"ચચાજાન" ઝુલીખાંએ પોતાના કાકાના પગોને ચુમતાં કહ્યું "ન મારો, ન ખુશી ઘરને આગના શોહલામાં દબાવો, ખુશાલીની દામન પકડી રહો—ન છોડો તેને, અગર છોડશો તો બીજી વખત તેના મહોતાજ રહેશો."

જુલીયન કાંઈ બોલવા ગયો—ખલીલે બોલવાની કોશીશ કરવા માંડી, મગર તેમની ઝબાન એક હર્ફ઼બી કહાડે તે આગમજ ચુપકીદી અખત્યાર કરવા માટે દઓલતબાને પોતાની આંગલી નાંક ઉપર મુકી દીધી.

"મને સાંભલી લો" ધોધારી આવાઝે દઓલતબાને બુમ પાડી "મેં તમારૂં બોલવું ધીરજ અને સબ્ર સાથે સાંભલ્યું છે તો તમેબી તેટલીજ સબ્રથી મારૂં બોલવું સાંભલી લો—લુકાસ વાસીલો, તમે તમારે પોતાને મોંઢેથી કબુલ કીધું છે કે તમારા મીત્રોને અહીંયા લાવવામાં તમારો હાથ હતો, તો જાણો કે, તમોએ એક ઝનાનખાનામાં આવી સખ્તમાં સખ્ત ગુન્હા કીધો છે, અને તેના જોખમદાર તમે, લુકાસ, તમો પોતે છો."

"અને બાખુશીથી, મારા નામવર" લુકાસે મકકમપણે કહ્યું "તમે જો આ બધાં પાંચને બચાવો તો હું સર આપવા તૈયાર છું, મારી ગરદન હુઝુર પાસે હાઝર છે. કહાડો શમશીરને, મ્યાન-માંથી કહાડો તલવારને બાહર, ને ઉરાડો મુજ કમીની ગરદન."

"પીદર, પીદર!" ગુલનારે કલવાતા કલવાતા કહ્યું, જ્યારે તે ગરીબ છોકરીની ચશ્મોમાંથી આંસુના ટીપાંઓ દડ દડ પડતાં હતાં.

"હું બધાંને બચાવીશ" દઓલતબાને કહ્યું "મગર, તું, ઓ હયવાનીયત છોકરી, નાદાન તું, તુંને સજા આપ્યા વગર છોડવી નહીં જોઈએ. તું, તારી બહેન, અને તારી પીત્રેણુ કરતાં મોટી છે, અને તેં આએ હયવાનીયત રીત વાપરી છે, ખરડાઇ છે, બીજાને ખરડયાં છે. જે વખ્તે આ જવાનો દાખલ થયા ત્યારે ત્હારે ગુલામોને તુરત બોલાવવા હતા, ત્હારે ઝનાનખાનાનો મરતબો રાખવો લાઝીમ હતો. મેં તમો ત્રણેને બુરકા સાથે જોયા હતા નહીં!–ઝનાનખાનાનો મોભો, ઝનાનખાનાની કીર્તી, સઘળું બાજુએ મુકવામાં આવ્યું હતું, અને તમો આ ત્રણ જવાનો સાથે વાત કરતાં માલુમ પડી આવ્યાં છો, કાયદાનો ભંગ કીધો છે, ગુન્હાગાર છો, તું મોટી છે–સજા માટે તું પહેલાં સજાવાર છે."

"મારા નામવર" લુકાસે કહ્યું "તમે વચન આપ્યું છે કે તમે મારા સીવાય બધાંને જવા દેશો."

"અને હુંબી તેમજ કહું છું–હું કાંઈ મારી બેટી ગુલનારને મારી નાંખવાનો હુકમ કરતો નથી, મગર તુંને મારી નાખવામાં આવે તે વખતે એને તારી સામણે ઉભી રાખવામાં આવશે."

દીલ ચીરી નાંખનારી એક ચીખ કમબખ્ત ગુલનારના સુંદ

થઈ ગયલા રફીકા લબોમાંથી બાહર પડી, અને તેને જો પેલાં હબશી ગુલામોએ મઝબુત પકડી નહીં હતે તો તે પોતાના ખીદરના પગોપર પડી જતે—થીરઝા કોચપર પછડાઈ પડી, અને ઝુલીખાં ખલીલ તરફ જોવા લાગી, એવી મતલબથી કે તે કોઇબી લાગવગથી પાશાનો વીચાર ફેરવી નાંખી શકે.

"અગર જો તમો નામવરે એવોજ ખ્યાલ બાંધ્યો હોય કે મારા મીત્રે મરવું." ખલીલે કહયું "તો મને મારા એ રફીક સાથે છેલ્લી વખતની એક બગલગીરી કરવા દો, અને તેના કાનમાં દીલાસાના સખુનો બોલવા દો.

"હું તમોને અટકાવતો નથી!" દઓલતબાને કહયું "મગર ઉતાવલ કરો—કારણ કે આ દેખાવપર હવે પરદો પડવોજ જોઇએ."

આ સાંભલી દઓલતબાને લુકાસ આગલ ઉભેલા હબશીઓને દુર થઈ જવાની ઈશારત કીધી, અને ખલીલ તે પાશાના ગુસ્સાના ભોગ લુકાસ આગલ ગયો. મગર, તે જવાન ટુકં પોતાના રફીક આગલ જતો હતો તેટલાં કોઇની નઝર નહીં પડે તેમ તેણે પોતાના ગજવામાંથી એક વીટી કહાડી અને લુકાસને પોતાની છાતીએ દાબતી વખતે તેના હાથમાં છુપેથી તે મુકીને તેના કાનમાં બોલ્યો "રફીક, હીમત ના છોડ. પાશા હું ધારૂં છ ત્યાં સુધી ધમકી આપે છે, તુને મારવા જાય તેની છેલ્લી ઘડી સુધીબી તું કાલાવાલા કરજે, અને જો તુને છોડે તો તેમ, નહીં તો—છેલ્લી ઘડીએબી નહીંજ છોડે તોજ—, તું તેને એ વીટી બતાવજે, તે કોણ તરફથી મલી છે તે કહેજે—, અને પછી તું જોશે કે એ વીટીની અસર પાશાપર ઘણીજ અજાયબ રવેશે થશે."

બધાંઓએ જોયું તો ખલીલ લુકાસ સાથે વાત કરતો હતો, મગર ચબરાક ઝુલીખાંએ વધારે એ જોયું કે ખલીલે ગજવામાંથી એક વીટી કહાડી હતી અને તેને લુકાસના હાથમાં સેરવી દીધી હતી.—અને તેથી ઝુલીખાંને લુકાસની ઝીંદગી માટે કાંઇ આશા રહી.

ખલીલ ખસ્યો, કે જુલીયને રડતાં લુકાસને બગલગીરી કીધી, કે તેજ વખતે તેની છાતી અને દમમાંથી એક ઉંડો નીસાસો બાહર પડયો, જે સાંભલી લુકાસે કહ્યું "બીરાદર, ગમ ન કર. આશા છે-પાક ખુદા મેહેરબાન છે, પાક પરવરનો દસ્ત મોટો છે."

"શુક્ર તે પાક બારેહકતાલાના, મ્હારા અઝીઝ રફીક, અમારે માટે જાન આપવા તૈયાર થયલા મારા જાની શરીક, પાક દાદાર તારો નીગાહબાન થાઓ."

"અને હવે દુર રહો." દઓલતબાને કહ્યું, અને તેના કહેવા મુજબ સઘલું થયું.

ઉપલો બનાવ જેટલો વખત બન્યો તેટલો વખત પેલી બુઢ્ઢી અમીના બારણા પછવાડે ઉભી રહી બધી વાત સાંભલતી હતી, તેની છાતી ધડક ધડક ઉડતી હતી. તેના પેટમાં કલેજી નહીં હતી કે શું શું ખુલાસાઓ થશે અને તે ખુલાસામાં તે પકડાઇ જશે કે?— લેકીન જ્યારે કશો તેવો ખુલાસો નહીં થયો ત્યારે જાણે તેની છાતી પરથી પત્થરનો એક મોટો બોજો ઉચકાઈ ગયો. જ્યારે બધું થઇ રહયું ત્યારે તે બુઢી દદા દઓલતબાન પાશાની ઔરત ઇસમીલહાના ઓરડામાં ઝડપથી ચાલી ગઇ, અને તેણે બારણું બંધ કરી દીધું.

તુરતજ ગુલનાર અને લુકાસને હબશીઓની વચ્ચે રાખીને

લઇ જવામાં આવ્યાં. જુલીયન અને ખલીલ તેમની પછવાડે ચાલવા લાગ્યા, અને થીરઝા ને ઝુલીખાં ત્યાં એકેલી રહી. મગર તે જવાન તુર્કે ઝુલીખાં સાથે વાત કરવાની એક મીનીટ ફાજલ પડેલી જોઇ, દઓલતખાનની નજર ચુકાવી, ઝુલીખાંનાં કાનમાં આશાની વાતનો દીલાસો રેડયો, અને તે ગયો.

જે પલે દરવાઝો બંધ થયો કે ઝુલીખાં પોતાની પીત્રેણુ થીરઝાને ખભે હાથો નાંખી છાતી સરસી દબાઇ, અને બોલી "હીમત ના છોડ, વહાલી બેહેન, મારી ગુલાબ થીરઝા, તું હીંમત ના છોડ, આશા છે."

"આશા છે?" ખુશાલીથી ઉભરાઇ આવેલી છાતીએ એકદમ થીરઝાએ પુછયું "શું બોલેછ, વ્હાલી બહેન, તું શું બોલેછ?"

"હું બોલુંછ, વ્હાલી બહેન કે પાક ખુદાનો હાથ મોટો છે, અને તેથી આપણી બહેનને પોતાના આશકના મરણનો ધા લાગશે નહીં—પાક ખુદા કરશે તો લુકાસ દઓલતખાનના સખ્ત ફરમાનને પહોંચશે નહીં."

"ઓ, અગર જો તેમ થાય!" થીરઝા ઝુલીખાંનાં બેઉ હાથો પોતાનાં હાથમાં પકડીને બોલી "પણ ઓ તે કેમ બને—"

"પાક ખુદાજ તેમ કરશે—જો ખલીલે લુકાસના હાથમાં એક વીટી મુકેલી છે અને તે વીટીની અજાયબ બરકતથી લુકાસ જરૂર બચશે." ઝુલીખાંએ થીરઝાના કપાલપર ચુમી લેતાં કહયું.

તે દરમ્યાન દૌલતખાન પાશાની ટોલકી આખો દાદર ઉતરી ગઇ, અને તે નીચલા ભાગમાં પુગતાંજ દૌલતખાને જુલીયન અને

ખલીલ તરફ જોઇને કહ્યું "મારી પાછલ પાછલ આવો."

કેટલુંક ચાલીને દૌલતખાને એક ઓરડાના બારણાંને પોતાની પાસેની ચાવીથી ખોલ્યું, અને તેમાં જવાને જુલીયન અને ખલીલને ઇશારત કીધી.

"હું પાછો આઉં ત્યાં સુધી તમે હીંયાજ રહેજો" દૌલતખાને કહ્યું "હું ત્હમોને તમારા રફીકના મૌતની ખબર પોંહચાડું નહીં ત્યાં સુધી તમને હીંયાજ રહેવું પડશે, અગર જો નાહસવાની જરાબી વેતરણ કીધીછ તો બાહર નાગી તલવાર સાથે ઉભેલા બે હબશીઓ તમને જાનથી મારશે."

એટલું બોલતાંજ તે દમામથી બહાર નીકળ્યો, અને તેણે દરવાઝાને બાહરથી તાળું માર્યું.

"વ્હાલા ખલીલ" જુલીયન બોલ્યો "શું તું એમ ધારેછ કે પાશા દગાખોર ચાલ આપણી સાથે ચાલવા માંગેછ કે કેમ?"

"હું એવી ધાસ્તી રાખતો નથી." ખલીલ બોલ્યો.

"શું લુકાસ તારા કાનમાં બોલ્યો કે તેને આશા છે?'

"નહીં, ઉલટું તો એ છે કે મેં તેને આશાની આશા આપેલી છે."

"તેં!" જુલીયન અજાયબ થઇને પોકારી પડયો "કેવી રીતે? ખલીલ, તું તો હીંયા કૈદમાં પડેલો છે ને તું શું કરશે?"

"ફીકરથી દુર થા, અઝીઝ રફીક, આપણા બીરાદર લુકાસને બચવાને દરેક ટક છે."

"શાથી?"

"મેં આપેલી એક વીટીથી." ખલીલે કહ્યું.

તે દરમ્યાન દૌલતખાન પોતાના ગુલામો આગલ જઈ પોંહચ્યો, જેઓ પેલા કમનસીબ ગુલનાર અને લુકાસને લઇને ઉભેલા હતા. પાશાના બીજા હુકમ મુજબ તુરતજ અમલ કરવામાં આવ્યું, ગુલનાર અને લુકાસના હાથો પીઠ પાછળ બાંધવામાં આવ્યાં. જે પછી દઓલત-ખાને ચાર ગુલામોને પોતાની સાથે લઈ બીજા બેને જુલીયન અને ખલીલવાલા ઓરડાની બહાર પહેરો ભરવા મોકલી આપ્યા.

ગુલનાર અને લુકાસની વચમાં દૌલતખાન નાગી તલવાર સાથે ચાલતો હતો, એવી મતલબથી કે તે બન્ને વચ્ચે એકબી બોલ બોલી શકાય નહીં. લુકાસની ખાંધપર એક હબશીએ હાથ મુકયો હતો, જ્યારે ગુલનારની બાજુમાં બીજો હબશી હતો અને બે હબશીઓ પાછલ ચાલતા હતા. ગુલનારને બાપડીને લુકાસ અને ખલીલ વચ્ચે થયલી છુપી વાતનો જરાકબી સંસારો નહીં ગયો હતો, જેથી લુકાસની ઝીંદગી માટે તે છોકરી મનમાં ને મનમાં હઝારો હાય અફસોસ કરતી હતી.

આખરે બોસફરસના પાણી દેખાવાં, અને તે ઉંડાણ પાણીમાં તેના આશકને દુબાડીને મારી નાંખવાનો હતો તેના ભયભીત ખ્યાલથી તે બાપડી હોશ ખોહી બેઠી, અને અગર જો તેની સાથના હબશી-ઓએ તેને ઝીલી લીધી નહીં હતે તો તે ગરીબ છોકરી ઝમીન દોસ્ત થઈ જતે.

ગુલનાર જ્યારે પાછી હોશમાં આવી ત્યારે તેણે પોતાને એક નાવડીમાં બેઠેલી જોઈ, અસલનીજ માફક તેના હાથ બાંધેલા હતા, અને તેનો આશક તેની પાસે તેવીજ કૈદી હાલતમાં બેઠેલો હતો. દૌલતખાન પાશા તેમની સામે નાગી તલવાર લઈ ઉભેલો હતો, જ્યારે

બે હબશીઓ તેની પાછલ બેઠેલા નાવડી ચલાવતા હતા.—અલબત, દૌલતબાને બીજા બે ગુલામોને કીનારાપરજ છોડયા હતા.—બોસફરસના પાણી જે હરહંમેશ તે છોકરીને ખુશનુમાં લાગતા હતા, તે આજની ચાંદરણી રાતે તેને મન દોઝખના ગલીચ પાણી મીસાલ હતા!

"પીદર, પીદર!" ગુલનારે એવી તો કાલાવાલાની ઢપે કહયું કે જો કોઇબી દીલ તે સાંભળે તો પાણી થઈ જાય, મગર દૌલતબાનનું પત્થર સમાન સખ્ત દીલ ઝરાબી પીગલ્યું નહીં! "એને બચાવો—ઓ! એની જવાન ઝીંદગી બચાવો!—અને મને તે ગઝબનાક દેખાવ દેખાડવાથી બાઝ આવો—અરે, તે દેખાવથી હું મરી જઇશ, અથવા તો પાગલ બની જઇશ."

"ખામોશ, હયવાનીયત છોકરી!" પાશાએ ગટગડાટ કીધો "તારા આશકની આજે કજા છે—અને તેને કોઇબી ચીઝ બચાવી શકનાર નથી."

"મારા નામવર" લુકાસે કહયું "મારી ગરીબ ઝીંદગી માટે હું એકબી સખુન બોલતે નહી, મગર તમારી નવજવાન બેટીને વાસ્તે બોલું છું; મેં તે બુરૂં પગલું ભરયું હતું, અને ઝનાનખાનાના મરતબાને ભાંજવા માટે મારી ઝીંદગી લેવી સજાવાર છે—પણ યાદ રાખજો મેહેરબાન કે તમને મારવાની શકતી મલી છે છતાં તમે મને મારશો નહીં તો દુન્યા ખુશનુદ થશે—શાબાસીનો સરોદ ગાજી રેહેશે. મારી ઝીંદગી મને આપો—અને હું કસમ ખાઉં છું, કે હું, મારા નામવર, ભવિષ્યમાં કોઇબી દીવસ કોનસતેનતીનોપલમાં મારો પગબી મુકીશ નહીં—સ્ટમબુલથી દુરદરાઝ રહીશ."

"મેં સબ્ર સાથે સાંભળ્યું છે" પાશાએ કહ્યું "લેકીન હું તારી માંગણી કબુલ રાખી શકતો નથી. કેટલીક વખતે નરમાસ વાપરવી એ પાપ યા શ્રાપ સમાન થઇ પડે છે, અને તેથી તુને મરવુંજ જોઇશે. તુંને આખીરી બંદગી કરી લેવી હોય તો કરી લે, કેમજે હવે આએજ જગ્યાપરના પાણી તારી કબ્ર થશે."

એટલું બોલતાં દૌલતબાને નાવડી ઉભી રખાવી, અને એક ગુલામને કાંઈ ઈશારત કીધી. ગુલનારે પાછલ ફરી જોયું તો એક હબશી લુકાસને પાણીમાં હોમાવવા લુકાસની પાસે આવી ઉભો. તે એક ચીખ પાડવા જતી હતી, પણ તેટલાં લુકાસે હળવેથી તેના કાનમાં કહ્યું "મારી જાન, ફીકર ના કર, આશા છે."

નહીં બોલી શકાય તેવી ખુશાલીએ ગુલનારનો ચહેરો ખુશી બનાવી દીધો, અને ત્યાર પછી લુકાસ બોલ્યો "મારા નામવર પાશા, એક છેલ્લી વાર હું તમારી મેહેર તલબ કરૂં છું!"

"નહીં—તારા તકદીરમાં છે; અને તેથી તુને મરવુંજ જોઇશે."

"ધ્યાન ધરો—વીચાર કરો, મારા મેહેરબાન" લુકાસે કાલાવાલા કીધા "જ્યારે ઘણુંજ મોડુ થયું—"

"તારે માટે ઘણુંજ મોડું થયું છે!" દઉલતબાને વચ્ચે બોલતાં બુમ પાડી "અને હવે ચુપકીદી અખત્યાર કર."

"એક સખુન વધારે, મારા નામવર" લુકાસે કહ્યું "મારા ગજવામાં એક વીટી છે જે કહાડીને જરા તપાસવાની તસ્દી લેજો. એ મારી છેલ્લી આશા તમે કબુલ રાખો."

દઉલતબાને લુકાસનું ગજવું તપાસ્યું, તો ચોકકસ નીશાની

બતાવતી લીલમથી મઢેલી એક વીટી દેખાઇ. જે પલે દઉલતબાને તે વીટી જોઈ કે તેના મોંઢાંમાંથી અજાયબીનો એક પુકાર નીકલી પડયો.

લુકાસે જોયું તો ખલીલે જે કહયું હતું તેવી કાંઈ અસર થવા માંડી, ગરીબ ગુલનાર સમજીજ નહીં શકી કે તે વીટી એટલી બધી તે શું ચીઝ હતી જેણે દઉલતબાનને તઅજ્જુબ કીધો હતો.

દઉલતબાન પાશાએ તે વીટીને બીજીવાર તપાસી જોઈ—અને ત્યાર પછી તે શું કરતું તેના વીચારથી ગુંચવાઇ ગયલો લાગ્યો.

"આએ વીટી તારી પાસે કેમ આવી?" દઉલતબાને અસલ કરતાં નરમ આવાઝ કહાડીને પુછયું.

"મને ખલીલ ઓસમાને એ આપેલી છે, તે ખલીલ કે જે અમારી સાથે હતો."

દઉલતબાન એક પલ વીચારમાં પડયો. પછી એક દીવાના આદમીના જેવી ગુંચવણથી પાછો ગુંચવાઈ ગયો, અને આખીર બોલ્યો "મને ખરી વાત કહે—એ ખલીલને તું કેટલો વખત થયા ઓલખેછ? તુંને એ કયાં મલ્યો હતો? ખુલાસો કર, ખલીલની અને તારી વચ્ચે જે સંબંધ હોય તે બોલી દે."

"જુલીયન અને હું" લુકાસ બોલ્યો "ખલીલને થોડાજ કલાક ઉપર મલ્યા હતા. અમારી એક દુકાનપર અચાનક દોસ્તી થઈ, અને પછી અમો ત્રણુંવે મેહેલમાં આવ્યા હતા. બસ એટલુંજ."

દઉલતબાન એક મીનીટ વીચારમાં પડયો. પછી તેને એક ગુલામને હુકમ કીધો, જેણે લુકાસના હાથ છોડી નાંખ્યાં, પછી ગુલનારના બંધ છોડયા.

"વારૂં તમે ખલીલને વાસ્તે બોલ્યા તે કરતાં કાંઈબી વધારે જાણતા નથી કે?" દઉલતબાને પુછયું.

"નહીં મારા નામવર–કાંઇબી વધારે નહીં." લુકાસ ખુશાલીનો દમ ખેંચતા બોલ્યો.

"તે બહુ–બહુજ અજાયબી ભરેલું છે." દઓલતબાન બોલ્યો. "આજ રાતની વીગત તો કાંઇ મારી ઝીંદગીની અજાયબ ચીઝ છે—હું પોતે સહમજતો નથી કે કેવી ભેદી—"

"પીદર, અઝીઝ પીદર!" ગુલનાર હવે પોતાનું બોલવાનુંબી થોભાવી નહીં શકવાથી પોતાના બાપના પગપર પડી બોલી "ગમે તે હોય, પણ તમે આજે મારા જાન કરતાંબી એક જાન જે મને વધારે પ્યારો છે તેને બચાવ્યો છે, તેથી હું તમારી ઘણીજ આભારી છું."

"એ તો થયું." દઉલતબાન બોલ્યો "પણ આપણુને એ ખલીલ શું કહે છે તે જલદીથી સાંભળવું છે, માટે આપણે તુરત જઇએ."

દઉલતબાને નાવડી ચલાવવાનો હુકમ ગુલામોને આપ્યો અને તે નાવડી બોસફરસના પાણી પરથી નાચતી કુદતી આગલ વધી. હવે ગુલનારને તે પાણીની સપાટી ઘણીજ પસંદ આવી, અને તેની સપાટી પરથી ઉછલીને લાગતી પવનની લેહકી તેને મન બીહીસ્તની ઘણીજ સુંદર લહેકી હતી, તે ખુશનુદ હતી. દઉલતબાન ઉંડા વીચારમાં નીચી મુંડીએ તેમની સામે બેઠો હતો, જે અરસામાં તે બન્ને વ્હાલાંઓએ ખુશાલીની નઝરો એક મેકપર નાંખી હતી, અને કીનારો આવી પહોંચતાંજ એક ટક મલવાથી તે બન્ને પ્યારાંઓએ પોતાનો

હાથ ચાંપીને દાબ્યો, અને હવામાં મધુર ચુમીનો એક ધીમો મીઠો આવાઝ ફેલાવ્યો.

તે દરમ્યાન ખુદ મહેલમાં શું બને છે તે આપણે જોઇએ. ખલીલ અને જુલીયન પેલા ઓરડામાં બંધ હતા, અને ઓરડાને મારેલા તાલાની ચાવી પાશા પોતાની સાથે લઈ ગયો, અને વલી તે ઉપરાંત બહાર બે હબશી ગુલામો નાગી તલવાર સાથે પહેરો ભરતા હતા—મગર તે સઘલું છતાં તે ઓરડાને અંદરથી એક ભેદી દરવાઝો હતો જેની યાદ તો દફલતબાનને હતીજ નહીં! અને તે ભેદી દરવાઝાની ચાંપ બુદ્ધિ દદા અમીનાને હાથ આવી રહી હતી.

તે બે જવાનોને વાત કરવાને થોડીજ મીનીટ થઈ તેટલાં તે છુપો દરવાઝો એકાએક ખુલી ગયો, અને અમીના તેમની સામે આવીને ઉભી. તેણીએ ખલીલ તરફ જોઇને કહ્યું "તમે અકેલા મારી સાંથે ચાલો."

"તે નહીં બની શકે તેવું છે!" ખલીલ બોલ્યો "અગર જો મને છુટાપણું આપવામાં આવતું હોય તો મારા મીત્રનેબી આપવુંજ જોઇએ,તેથી અમો બેઉ તારી સાથે આવીએ."

"તે નહીં બની શકવા જેવું છે!" અમીના બોલી "તમારા રફીકને કાંઇજ નુકશાન નહીં પહોંચશે—તમારી મને જરૂર છે, તમે ચાલો, તમારા બેઉનું ભલું થશે."

"હા, રફીક તું બેધડક જા, સારૂજ થશે." જુલીયને કહયું.

આખીર ખલીલ ગયો, અમીનાએ પેલો દરવાઝો પાછો બંધ કીધો. ખલીલ ખુશી થયો. કેમજે તેણે વીચાર્યું કે તેને ઝુલીખાં

આગલ લઇ જવામાં આવતો હતો, મગર તે પોતાની ગણત્રીમાં ભુલ્યો, તેનો ચેહેરો પાછો ચીંતાતુર થયો કેમજે ઝુલીખાંના ઓરડાને બદલે તેને કોઈ બીજા ઓરડામાં દોરવી લઈ જવામાં આવ્યો. તે ઓરડાનું એક માહેલું બારણું ખોલવામાં આવ્યું; અમીનાએ ખલીલને અંદર જવા કહયું, ખલીલે તેમ કીધું, તેની પાછલ પેલો દરવાઝો બહારથી બંધ કરવામાં આવ્યો, અને ખલીલે પોતાને એક બાનુ આગલ અકેલો ઉભેલો જોયો.

તે*બાનુની ઉમર ત્રીસની હતી, મગર તેની લાલમલાલ ખુબસુરતી અને તેનાં મઝબુત બાંધાને લીધે તે કોઈ વીસ વરસની છોકરી હોય તેવું લાગતું હતું. તે ઉંચી અને ભરેલી હતી, અને સરોવરના ભરેલા એક ઝાડ મીસાલ તે સુંદર લાગતી હતી.

તેના ગાલ ગુલાબી અને ભરેલા હતા. તેની આંખો મોટી અને ચલકતી હતી. તેના બાલ ફીકકા કેરબાને રંગના હતા, અને સાંપની માફક પેચદાર હતા. તે સુંદર બાલ તેની ઉઠાવદાર ગરદન ઉપર ઝુલતાં પડેલાં હતાં. અને તે બાલના છેડા તેની છાતીને અડકતાં હતાં અને હવાની લેહેકીથી વારંવાર ઉડીને તેનાં મોંઢાપર પડતાં હતાં, તેનુ નાંક અણીયાળું અને જરાક લંબાચું હતું, અને તેના કીરમીઝી હોટોપર દવનાં ટીપાંનો ભીણાસ હોય તેવો ભીણાસ ફેલાયો હતો, અને તેના હોટની અંદરની બાજુએ દાડમના દાણાંની હાર ગોઠવાયલી હોય તેમ દાંતની બે સુફેદ દુધ જેવી હાર ગોઠવાયલી હતી. તેની ચામડી ગોરી ગોરી હતી, અને લહુના ભરાવાંથી તે ગોરી ચામડીએ કાંઇક ગુલાબી રંગ પકડયો હતો. તે અરધી બેઠેલી અને અરધી સુતેલી હતી. તેના પગના ટેટાં ગોટલાંની માફક ગંઠાયલાં

હતા. તેને પેહેરેલી બદન તેની ગરદનપરથી કમર સુધી હતી જે તેના દીલને એક મરોડદાર વાંક આપતી હતી, અને તેની પટલી પટલી કમરને જાણે ચીટકીને વલગી રહી હતી. તેના ગોલ ઘટમારા હાથના પોંહચાપર હીરાની બ્રેસલેટ હતી, અને તેણે પેહેરેલો દુરકીશ પાયજામો તેના બેઉ પગને નીચેથી સીકડીને પકડતો હતો, અને તેની ગુલબુદન ખુબસુરતીને વધારે ખુબસુરત ચીતારતો હતો.—અગર જો ખલીલ ઝુલીખાં સાથે કૌલથી બંધાયો નહીં હતે તો જરૂર આએ ખુબસુરતીપર જાનોમનથી નીસાર થઇ જતે.

ખલીલ દાખલ થયો ત્યારે તે ઉઠીને બેઠી નહી, બલ્કે જરાક હીલીબી નહીં—તે એમની એમ અરધી બેઠેલી અને અરધી સુતેલીજ હાલતમાં રહી, અને પોતાની ખુબસુરતી ખલીલને બતાવતી તે ચુપકીદી અખત્યાર કરી ખલીલને બારીકીથી તપાસતી રહી. તેણે ઇશારત કરીને ખલીલને પોતાની પાસે તેડયો, અને પોતાની પલંગ પાસેના એક કોચપર તેને બેસી જવાની નીશાની કીધી. ખલીલે તેમ કીધું.

“ઓ તુર્ક” તેણે વાંસલી જેવા મીઠા આવાઝે કહયું “તું જાણેછ કે તું કોણની આગલ બેઠોછ તે?”

“જો હું ભુલતો નહીં હોઉં તો” ખલીલ નમનતાઇભરેલી રીતે બોલ્યો “હું દૌલતખાન પાશાની વ્હાલી મહોરદાર ઇસમીલદા બાનુ આગલ બેઠેલો છું.”

“વ્હાલી મહોરદાર?” કચવાઇને ઇસમીલદા બોલી “તે દેવની વ્હાલી મહોરદાર ઓલખાવા કરતાં હું તારા જેવા એક ખુબસુરત જવાનની મહોરદાર તરીકે ઓલખાવા વધારે મગરૂર થઇશ.—”

"અને ત્યારે શું એવાજ વીચારથી તમોએ મને અહીંયા બોલાવ્યોછ કે?" ખલીલે પુછયું.

"ત્યારે કેવા વીચારથી?" ઇસમીલદા બોલી "હું આટલી બધી જોખમદારી ત્યારે બીજા કયા વીચારથી મારે માથે વ્હોરી લઉં?"

"બાનુ" ખલીલ બોલ્યો "હું આપને ગુસ્સે કરવા માંગતો નથી, મગર એકજ બોલ તમને ખાત્રી કરી આપશે અને મારો ખ્યાલ નહીં કરવાને કહેશે કે હું તો મારૂં દીલ કોઈ બીજીને અત્યાર આગમચનો આપી ચુકયો છું."

"ઘાટકી, ઘાટકી જવાન!" હવસી ઇસમીલદા બોલી, "હું મ્હારા દીલમાં મહોબત રાખું છું, તો તું કાંય તેની તરફ નફરતની નઝર નાંખે છે?"

"બાનુ—હું નફરતબી નથી નાંખતો ને ધીક્કારબી નથી ફેંકતો" ખલીલે કહ્યું "હું તમારી મારે માટેની કાલજી સારૂ ઉપકાર માનું છું, પણ તમોને રોશન છે કે મારા દીલનો પરદો મેં તમારી આગલ ખોલ્યો છે."

"કહે—મને કહે" ઇસમીલદા લાલ બની જતાં બોલી "તારા પ્યારની કોણ ભાગ્યણ છે?—હા, પણ મને પુછવુંજ શું કામ જોઇએ? ઝુલીખાંની કાલી ચસ્મોએ તુંને લોહચુંબક મીસાલ ખેંચી લીધો છે કેમ?—ઝુલીખાનો પ્યાર તારે પકડવો એ નાદાની છે."

"બાનુ, તમે મને જોતાંની સાથેજ પ્યારમાં પડયાં છો એ અજાયબી છે."

"એ નહીં. અમીનાએ તારી ખુબસુરતીનું બ્યાન આપ્યું હતું,

અને તુને જોવા પછી હું જોઉંછું કે અમીનાનું કેહેવું ખરૂં છે. ઓ ખલીલ, હું તુજપર નીસાર છું, યાદ રાખ, ખલીલ, એક ઔરતની મ્હોબત નાઝુક અને નરમ છે, તેનો ગુસ્સો કહેરી અને ઝહેરી છે!"

"બાનુ" ખલીલ બોલ્યો "સંભાલો, પાશા હમણાં આવી લાગશે, અને તે આવતાં મને પેલા ઓરડામાં નહીં જોશે તો મોટી પંચાતી થઈ જશે, મને જવા દો.

પણ ઇસમીલદા જાણે ખલીલનું બોલવું સાંભળતીજ નહીં હતી. તેનું માથું ગુલાબથી બનેલો એક તુરો ઝુલઇ પડે તેમ તેની છાતીપર ઝુલઇ પડયું.—અહહા! તે વખતનો ઇસમીલદાની ખુબસુર-તીનો ચીતાર એવો તો ખલીલની આંખોમાં ચીતરઇ ગયો કે જો તેને ઝુલીખાંને કૌલ નહીં આપ્યો હતે તો જરૂર આગ્એ ખુબસુરતીના ફંદામાં તે ગીરફતાર થઇ જતે!

થોડીક મીનીટ સુધી ચુપચુપ ઇસમીલદા ઝુલેલાં સર સાથે વીચારમાં મશગુલ પડી રહી, અને જ્યારે ખલીલ જવાને વાસ્તે ઉઠીને ઉભો થયો ત્યારેજ તેણે ઝબાન ઉપાડી.

"ખુબસુરત જવાન" ધીમે રહીને તકીયાપરથી માથું ઉંચકી ખલીલની આંખમાં પોતાની સુંદર ચસ્મો ફેંકતાં ઇસમીલદા બોલી "તું હજુણબી મારા પ્યારને કબુલ કરતો નથી? હું જે છાતીમાં તારી મ્હોબતને પાલું છું તેને તું હજુણ ભુક અને પ્યાસથી મારી નાંખવા માંગે છે?"

"બાનુ" તે જવાન તુર્ક બોલ્યો "તમારે ખાતીર, અને મારે વાસ્તે, હું તમારી પાસે માંગી લઉ છું કે તમે મને જવા દો."

હજુણુ તો ખલીલ બોલી રહે તેટલાં પેલી દદા અમીના ઓર-ડામાં ધશી આવીને બોલી "સંભાળો, નામવર પાશા પાછા ફરયા છે, બાગીચામાં મેં પગલાં સાંભલ્યાં છે."

"જા, પ્યારા બુલ બુલ—જા!" તકીયાપરથી માંથું ઉંચકી સીધી બેસતાં ઇસિમીલદા પ્યારથી બોલી "જો મેં મોહબતને મલેલી હારના બેઆબરાપણુંમાં કાંઇબી ધમકી તુને આપી હોય તો મ્હને માફ કરજે! મારો વીચાર સદા કરજે—અને તું મને જલદીથી પાછો મલશે."

અને તે ખુબસુરત, મગર હવસમાં દીવાની બનેલી સુંદરીએ ખલીલ તરફ જોઈ પોતાનાજ હાથપર એક મીઠી ચુમી લીધી.

પ્યાર! આંધલો છે!!

તે બુઢ્ઢી ઔરતે ધાસ્તીભરેલી બેચયનીની નીશાની ઝાહેર કરવા માંડી, અને ખલીલ તે ઓરડામાંથી નીકલીને તેની પાછલ પાછલ ચાલ્યો, પાશા જે ઓરડામાં ખલીલને છોડી ગયો હતો તે ઓરડા તરફ તે તેને લઇ ગઇ, અને દરવાઝો ખોલીને ખલીલને અંદર દાખલ થવાની ઇશારત કરતાંજ ખલીલ અંદર ગયો, અને પોતાના રફીક જુલીયન મીલેદાને મલ્યો. તે બુઢ્ઢા એક વાર ફરીથી ખલીલને અંદર ગયલો જોઈ લેવાની તલબ કરતી હતી, મગર દૌલતખાન પાશાના તુરતજ દાખલ થવાથી તે અટકી.

"શું બન્યું, રફીક? તું કયાં ગયો હતો, બીરાદર?" જુલયને બહુજ આતુરતા સાથે સવાલ કીધો.

ખલીલે ઇસમીલદાની આબરૂને ઢાંકવા કાંઇબી બોલવાનું દુરસ્ત

ધારયું નહીં, પણ તેમ નહીંજ બની શકે તેવું હોવાથી તેણે ઉપર ટપકેથી કાંઇ અડાવ્યું. તે ગડબડ ઘોંટાલા ભરેલા બોલવાની કાંઇબી મતલબ જુલીયન ઉકલાવા જાય તે અગાઉ તો બાહરના દરવાઝા આગલ કોઇના પગલાં વાગ્યા, થોડે વખ્તે દરવાઝો ખુલ્યો, અને દૌલતબાન પાશા જણાયો.

"મારી સાથે ચાલો." પાશાએ જુલીયન અને ખલીલ તરફ જોઇને કહયું.

તેની વરતણુકમાં આસમાનો ઝમીનનો ફેરફાર થઈ ગયો હતો. અને "મારી સાથે ચાલો" નો વાકય ઉચારતા તે અસલના જેવો સખ્ત નહીં હતો, મગર બીલકુલ નરમ હતો.

જુલીયન અને ખલીલ તેના બોલવાને તાબે થયા, તેઓ જે રસ્તેથી પસાર થયા તે રસ્તા ઉપર પાશા અને તેમના સીવા બીજું કોઈ નહીં હતું, દૌલતબાન પાશા તેમને પોતાની બેટીઓના કમરામાં લઇ ગયો, અને પોતાની માશુકોના ઓરડામાં એકવાર ફરીથી પગ મુકવા માટે તે આશકો ઘણા ખુશી થયા. તે ઘણાજ આરાસ્તે ઓરડામાં એક ન્હાનો સુંદર ફુવવારો ઉડતો હતો, અને તે ફુવવારા પાસે મુકેલા એક કોચપર લુકાસ અને ગુલનાર હસી-ખુશીથી બેકેલાં જણાયાં. તેમની સામે થીરઝા અને ઝુલીખાં તેટલીજ ખુશાલી સાથે બેકેલી હતી.

ખલીલને ઓરડામાં દાખલ થતો જોઇને લુકાસ એકદમ ઉછ-લીને તેને વલગી પડીને બોલ્યો "જેની ઝીંદગીના બચાવ માટે તું મદદગાર હતો તેની દુઆ કબુલ રાખ."

"મને તે વીટીપર પુરતો ભરૂસો હતો." ખલીલે કહયું.

જુલીયને હવે પોતાના રફીક લુકાસનો જમનો હાથ મઝબુત પકડીને દાબ્યો, જ્યારે ગુલનાર અને થીરઝા મહેરબાની અને અજાયબીના ભેલ સાથે તે જવાન તુર્કને જોવા લાગી, મગર ઝુલીખાંની ચશ્મો તો પ્યાર, મહોબત, અને મીઠાસના ભેગ સાથે ખલીલને નીહાલતી હતી.

લુકાસ ગુલનાર આગલ તે પછી જઇને બેઠો, અને દૌલતખાન પાશા કચવાટ બતાવતો નહીં જણાવાથી જુલીયન મીલેદાએ પોતાની માશુક થીરઝા પાસે જગ્યા લીધી—જ્યારે ખલીલ એકદમ ઝુલીખાં આગલ જઇને ગોઠવાયે.

દૌલતખાન પાશા ઓરડાની વચોવચ ઉભો હતો, અને તે પેલી ચમત્કારીક વીટીને તપાસતો હતો. બોસફરસના આબ ઉપર સેતારાઓની ઝાંખી રૌશની વચ્ચે તેણે તે અજાયબી આપનારી ચીઝને જોઈ હતી, અને હવે તેને પાછી ઓરડાની વચમાં મુકેલા રૂપેરી જુમ્મરના ભભુકેદાર ઉજાલા વચે જોવા માંડી, મગર તે વધતીજ અજાયબી પામવાનેજ જાણે તેમ થયું. આખીર, પાશાએ ખલીલ પાસે જઇને પુછયું "ત્યારે મારે આ વીટીના ધરાવનારને કયા નામથી પીછાણવા ?"

"મેં આ આગમજ આમ નામવરને કહયું છે કે હું કોણ છું, અને તે ખુલાસામાં બીજો કાંઇબી વધારો હું કરવા માંગતો નથી." ખલીલે કહયું.

"ત્યારે તમો પાસે આ વીટી કયાંથી આવી?" અજાયબી સાથે પાશાએ પુછયું.

"તે મારો ભેદ છે, મારા નામવર." ખલીલે મકકમપણે કહયું.

દૌલતખાન પાશાએ તે જવાન ટુર્કને ધારી ધારીને જોયો, તે પછી તે ગંભીર વીચારમાં પડયો, તે પછી પાછું તેણે જવાન ટુર્કને જોવા માંડયો, પાશાના મનમાં તેને માટે કાંઈ શક જતો હતો.

"ખરેખર આએ ઘણુંજ ભેદી છે?" પાશા વીચાર કરી કરીને બોલ્યો "ભુત પીસાચની વાતો અથવા અરેબીયન નાઈટસના કીસ્સાઓ જેવું આએ કાંઈ છે. હું સરબસર અજાયબીમાં ગર્ક છું."

"ઝીંદગીના ખરા બનતા બનાવો" ખલીલ બોલ્યો "કોઈ કોઈ વખ્ત કહાણી કીસ્સાઓને ભુલાવે તેવા હોય છે."

"સાચ્ચું છે!" પાશાએ કહયું "કારણ કે આજ સાંજનો બનેલો બનાવ તમારા બોલવાની સચ્ચાઈને ટેકો આપે છે. જો હું એમ—" અને હીંયા તેના મનમાં કાંઈ બીજોજ ખ્યાલ આવ્યો "મગર નહીં, તે બનવાજોગ નથી! અને તેથી, અલબત્તો" તેણે ઉતાવલે ઉમેરયું "તમો અતરેથી એકદમ સીધારો."

"શું નામવર ત્યારે આપ જે બીહીસ્તમાં અમને લઇ આવ્યા તેમાંથી એટલા જલદીથી બહાર હાંકોછો?" ખલીલે મોંહ મલકાવીને નરમીથી પુછયું.

"હું તો તમારા તરફથી કાંઈ અજાયબી પમાડનારો અહેવાલ જાણવાને આતુર હતો." પાશા બોલ્યો "લેકીન—"

"હા, તમો અજાયબી પમાડનારા અહેવાલ જાણવા માંગતા હોવ તો બેલાશક, હું કબુલ છું. હું તમોને એવી એક વાત સંભલાઉં કે તમે બીલકુલ અજાયબ થઈ જાઓ."

પાશા કબુલ થયો, અને બધાં જણાંઓ ખલીલની વાત સાંભલવા આતુર ચશ્મો સાથે બેઠા.

ખલીલની વાત સઘલાંઓએ ઘણુ ધ્યાનથી સાંભલી અને પાશા તે વાત સાંભલીને ખુશ થઇ ગયો. ઝુલીખાં પોતાના આશકના લબોમાંથી છેલ્લા શબ્દો નીકલ્યા ત્યાં સુધી તેના તરફ દીગમુઢ જોતી બેઠી.

" માશાલ્લા, ખુબ કહી, ઘણી રસદાર વાત હતી." પાશા બોલ્યો.

"નામવર પાશાને જણાવવાની રજા લઉંછુ કે એવી એવી તો છ સાત વાત મને યાદ છે જે એકેક કરતાં એકેક સરસ છે." ખલીલે અદબ કરીને કહયું " કાલે સ્હાંજના હું મારી બીજી વાત તમો સઘલા આગલ કહીશ."

" અહહા! મગર,-હા,-એ વાતને લીધે તહમને વારંવાર ઝનાનખાનામાં આવવાનું થશે, ત્યારે તમો અને હું અકેલા રહીએ તો બહુ સારૂ."

"એ રીતે તો મારા તમામ વીચારો મગઝમાંથી નાબુદ થશે." ખલીલે લુકાસ અને જુલીયનને આંખનો ઈશારો કરતાં કહયું "પાશા નામવર, મારી વાત કરવાની મતલબ તો બાનુઓ આગલ બેસીને કરવાની છે, જેથી તરેહવાર ખ્યાલ મારા મગઝમાં પયદા થાએ ને તેથી વાતમાં રસ વધે. એકલ દોકલ હું ને તમે વાત કરીએ તેમાં કાંઈ મઝાહ નહીં આવે."

"લેકીન તમો હરદમ માહરા ઝનાનખાનામાં આવો અને જાવો એ મને પસંદ નથી."

"ઠીક, અમો હરદમ આવશુંબી નહીં અને જઇશુંબી નહીં. તમો અમોને તમારા મહેલમાંજ જગ્યા કરી આપો, અમો હીંયાજ રહીશું." ખલીલ બોલ્યો.

પાશાના ધ્યાનમાં એ વાત ઉતરી ગઇ, પણ તેણે ખલીલની માશુક ઝુલીખાં તરફ જોઇને કહયું "ભતીજી, તમોને જવાનો હવે વખ્ત થયલો છે."

"નહીં ચચાજાન, મેં તો મ્હારાં માદર પીદરને કહયું છે કે બે દીવસ માહરી પીત્રેણો સાથેજ રહીશ."

પાશાએ તે પછી ગુલામોને હુકમ કીધો કે ત્રણે જવાનીયાઓને દરેકને મહાલના જુદા જુદા ઓરડાઓમાં જગ્યા આપવી.

સઉ પોત પોતાના ઓરડામાં વગે સગે થઇ ગયા, અને જમી ખાઈ ખાબમાં પડયાં. અરધી રાત થઇ ત્યારે ખલીલ બીદાર થયો. ખલીલે પોતાનો ઓરડો બારીકીથી તપાસવા માંડયો, તેને તે આરાસ્તા લાગ્યો. તે એક મુખમલી કોચપર લાંબો છર થઇને પડયો, અને સાંજના બનાવો ઉપર ગૌર કરવા લાગ્યો, તેટલાં તેના કાનો પર કોઇના ગાયણનો આવાઝ પડયો. તેણે ભીંતને કાન દીધો, તો તે ગાયણ ગાનારનો આવાઝ ઓલખીતો લાગ્યો, વધારે ધ્યાનથી તેણે સાંભલ્યુ તો તે આવાઝ જુલીયન મીસેદાનો લાગ્યો. તેણે જાણી લીધું કે જુલીયનને તેનાજ ઓરડાની પાસેના ઓરડામાં જગ્યા આપવામાં આવી હતી. જુલીયન શું ગાનું ગાય છે તે સાંભલવા વધારે અને વધારે ધ્યાન કરવા ગયો કે ગાયણુ ધીમું પડી ગયું—અને રફતા રફતા તે સદંતર બંધ થઇ ગયું.—થોડે વખ્તે પાછો સાદ આવ્યો, અને જુલીયને એક બીજુ ગાનું શરૂ કીધું. ખલીલે

વીચાર કીધો કે અગર જો તે દીવાલ કોઇ તરકીબથી ફાટી જાય તો તે જુલીયન આગલ જઇને આખી રાત તેની સાથમાં ગુઝારે. તે ખ્યાલથી તેણે દીવાલ જોવા માંડી, તો ખચીતજ તેને જેવું જોઇતું હતું તેવું મલ્યું. દીવાલની પાંચ છ ફીટને અંતરે એક ચાંપ (જેવી ચાંપ ઘણી ખરી સુલતાની મહાલમાં હોય છે) જણાઇ. તેણે નક્કી માન્યું કે પાસેના ઓરડામાં જવાની તે છુપી ચાંપ હશે અને તેવા ખ્યાલથી તેણે તે દાબી. મગર જુલીયન મોલેદાવાલા ઓરડાનો દરવાઝો ખુલવાને બદલે, ખલીલે જોયું તો ભીંતમાંનો એક છુપો દરવાઝો ફરી ગયો, અને ત્રણ ફીટ પહોલો એક રસ્તો જણાયો.

પોતાના ઓરડામાંની બતીના ઉજાલાએ ખલીલે જોયું તો તે રસ્તાને છેડે એક દાદર હતો. તેણે તે તરફ ચાલવા માંડયું, દાદર આગલ જઇ પહોંચતાં તેણે નીચે નઝર નાંખી તો છેક દુર એક ઝીણી બતી બલવાનો ઉજાસ પડતો હતો. ખલીલને કાંઇક હીમત આવી અને તે સર-સર સર-સર દાદરપરથી નીચે ઉતરી ગયો. નીચે જઈ પુગતાં તેણે હલવે હલવે આજુબાજુ જોવા માંડયું, તેવામાં તેના કાનપર કોઇનો ઉંઘમાં ઘોરવાનો સાદ આવ્યો. આજુબાજુ વધારે ધ્યાનથી જોતાં તેણે એક બીજો નાનો દાદર જણાયો, જે પણ તે ઉતરી ગયો, અને ત્યાં જતાંજ તેણે પેલો ઘોરવાનો સાદ વધારે મોટા આવાઝથી સાંભલ્યો. તે સાદ કયાંથી આવતો હતો તેની જુસતેજુ ચલાવવાના ઇરાદાથી જોતાં એક ન્હાનો ઓરડો તેણે જોયો જેમાંના એક હાલ હવાલ પલંગપર એક રાક્ષસી કદનો હબશી સુતેલો જણાયો. તે ઝનગીના કમરબંદ સાથે એક નાગી તલવાર બાંધેલી હતી જે તેના પલંગને લાગીને જુલતી હતી.

ખલીલે પોતાના પગલાં પાછાં ફેરવવાનો વીચાર કીધો, અને પોતાના ઓરડા તરફ તે જવા ગયો, પણુ દાદર આગળ જવાને રસ્તે પહોંચતા તેણે એક દરવાઝો બંધ થયલો જણાયો અને દાદરની કાંઇબી ધનનસલ માલમ પડી નહીં.

એક પલ તે ગભરાયો, પછી હીંમત લાવતાંજ તે પાછો ફર્યો. સંભાલથી ચાલતાં ચાલતાં તે પેલા હબશી આગલ ગયો જે ભર ઉંઘમાં એક મુરદાની માફક પડેલો હતો. હબશીના ઓરડાની પાસે તેણે એક દરવાઝો જોયો, તેણે ધીમે રહીને તે દરવાઝો ખોલવાનો વીચાર કીધો, પણ દરવાઝો ખોલતાં કાંઈ આવાઝ થાય તો પેલો હબશી જાગી ઉઠે તેના ડરથી તેણે પાછા પગલાં ભરવાનો વીચાર કીધો.

હવે શું કરવું તેના વીચારમાં તે પડયો. કદાચ તેના ઓરડા-માંની તેની ગયરહાઝરી શોધી કહાડવામાં આવી હોય તો તેનું શું થાય? પેલો દરવાઝો કયાંથી ફુટી નીકલ્યો? તે બંધ કેમ થયો? કોણે તે બંધ કીધો?

તેને હીંમત એકઠી કીધી અને પાછો પેલા હબશી આગલ ગયો, હબશી ઉંઘાયલોજ હતો. તે હબશીને જોતો જોતો તેની પાસેના દરવાઝા આગલ ગયો, તે દરવાઝાને ધીમો એક આંચકો માર્યો—તે ઉઘડી ગયો, અને તેની ચશ્મો સામે મુખમલનો એક પરદો જણાયો. તે પરદાને ધીમેથી ખલીલે હટાડયો, અને તેણે પોતાને એક આરાસ્તા ઓરડામાં ઉભેલો જોયો. આ ઓરડાંમાં એક આદમી સુતેલું હતું—અને તે પેલી ખુબસુરતીનું સુંદર પુટલું—ઇસમીલદા—હતી.

ખલીલે તેને જોઈ ને જોઇજ કે પોતાની હોશ એક પળ

ખોલી દીધી. તેણે ધીરે રહીને દરવાઝો બંધ કીધો, અને પરડાને અસલ માફકજ જેમ હતો તેમ સરખો કીધો. તે આગલ વધ્યો, હીંયાં તેને ઈસ્મીલદા પોતાના તમામ પોશાક સાથે એમની એમ સુતેલી જણાઈ. તે પુર ખાબમાં ગીરફતાર હતી, ખલીલ આગલ વધ્યો, તે પાસેના એક ઓરડામાં ગયો જે ઓરડો તેણે પીછાણ્યો જે ઇસમીલદાએ તેને બોલાવીને વાત કરી હતી તેજ આ ઓરડો હતો. તે ખાલી હતો. તે બીજા ઓરડામાં ગયો, જેબી ખાલી હતો. તે ઓરડામાં એક દરવાઝો હતો જે દરવાઝાને ખલીલ ખોલવા ગયો, મગર તેને તાલું મારેલું હતું.

ઈસમીલદા સુતેલી હતી તે ઓરડામાં ખલીલ પાછો ફરયો, તે ઈસમીલદાની પાસે ગયો. અને તેનું પવીત્ર કુદરતની અચ્છામાં અચ્છી કારીગરીથી બનેલું બદન બારીકીથી જોવા લાગ્યો. તેણે તરત જોયું તો ઈસમીલદા તે વખતે સ્વપ્નો જોતી હતી. કેમકે સઉથી પહેલાં તેના ચેહેરાપર હસવું ફેલાયું—તે પસાર થયું—તે પછી તેના ભવાં ઉપર ગુસ્સાની કરચલી ફરી વલી, ત્યાર પછી તે પાછી હસી, તેના મોતી સમાન દાંત તેના પરવાલાં જેવાં હોટોમાંથી જણાયા, ત્યારપછી તેના ચહેરામાં ફેરફાર થયો, તેની છાતી ઉંચકાઈ અને ઉંડો નીસાસો નાંખીને તે પાછી નીચે પડી, અને ચેહેરા પર હસવું પ્રગટી નીકલ્યું. મગર ફરીથી તેના સ્વપ્નાની અસર ફેરવાઇ ગઇઃ એક ગુસ્સા ભરેલો ચહેરો થઈ ગયો, ઈસમીલદાએ ખાબમાં પોતાનો જમનો હાથ ઉંચકયો—પોતાની કમરબંદ સાથે બાંધેલું ખંજર ખેંચી કહાડયું—તેને ઉગામ્યું,—અને ખલીલ તેનો હાથ પકડી લેવા જાય તે અગાઉ તેણે ખાબમાંજ તે ખંજર પોતાના સીનામાં ચલાવી દીધું—

ખલીલના હાથ લહુથી ખરડાઈ ગયા, અને ખુબસુરત ઇસમીલદાની લાશ તેના બીછાનાપરથી હેઠળ ગબડી પડી !

ખલીલ એકદમ ખાબમાંથી બીદાર થયો, અને તેણે જોયું તો ત્યાં ન ઇસમીલદા હતી, યા ન કાંઈબી હતું ! તેથી, તેની:પુરી ખાત્રી થઇ કે તેણે પોતે કેઠો સ્વપ્નો જોયો હતો ! લેકીન, તેણે તે પછી તે સ્વપ્ના ઉપર આધાર રાખી ઉઠીને આગલ ચાલવા માંડયું, અને જે રીતે ખાબમાં તેણે કામ કીધું હતું અને જે સર્વે જોયું હતું તે સઘલું તેની નઝરે પડયું, અને તે સેવટે ઇસમીલદા આગલ ખરેખર જઇને ઉભો રહયો !

ઇસિમીલદા સુતી હતી, અને તે ઉંઘમાં બડબડતી હતી, લેકીન ખલીલે પોતાની ખાબમાં ઇસિમીલદાનું ખુન જોયું તે બનાવ બનવા નહીં પામ્યો. આખીર, બડબડી બડબડીને ઇસમીલદા ઉંઘમાંથી જાગી ઉઠી.

ઇસિમીલદાએ ધીરે રહીને પોતાની મોટી ચલકતી આંખો ખોલી, તે ઉઠી છતાં એમજ માનવા લાગી કે સ્વપ્નો જોતી હતી, લેકીન આંખ ચોલી રહીને તેણે જોયું તો તેની સામે ખલીલ ઉભેલો અને ઉભેલોજ દેખાયો ત્યારે તે હસી ને બોલી:

" ખુબસુરત જવાન, શું તુંજ મારી સામે ઉભોછ કે? હું ખાબમાં છું કે બીદાર? હા, હું બીદાર છું, અને તું અઝીઝ સુંદર જવાન મારી ચસ્મો સામે ખડો છે—ઓ, તું મને કેવો ગમેછ !"

ખલીલે યાદ કીધું કે તેણે ખાબમાં જે જોયું તે ખરૂં પડયું, પણ એટલુંજ નહીં બન્યું કે ઇસિમીલદા મરણ પામી, અને એ બનાવને તેણે પોતાને માટે સારો ધાર્યો.

"અઝીઝ ખલીલ, હું ત્હારોજ સ્વપ્નો જોતી હતી" ખુશીમાં આવી જઇને ઇસિમીલદા બોલી "મેં જોયું તો તું મને તારો પ્યાર સપુર્દ કરતો હતો, ઓ તે ખુશનશીબી!–કયારે તેમ બની શકશે? મને તુને પ્યાર આપતો જોઇને ઓ ખલીલ, હું બહુ રાઝી થઇ–હું શાદ થઈ, લેકીન અફસોસ, બીજી વખ્ત મેં જોયું તો ઓ ખલીલ–ખલીલ તું મારા તરફ નફરતની નઝર ફેંકતો હતો! નહીં ખલીલ, મારૂં માન, હું ગુલ છું–તું ગુલની બુ છે, હું જીસ્મ છું–તું જાન છે, આવ, ખલીલ આવ" પણ એટલું બોલી ઇસમીલદા થોભી, અને તેણે પાછું ચલાવ્યું "લેકીન ઓ ખલીલ, મારો સ્વપ્નો તું વધારે સાંભલી લે–તેં મારા તરફ નફરતની નઝર નાંખી કે મારો પ્યાર ધીક્કારમાં બદલાઈ ગયો–મેં પાશાનું ખંજર જે મારા બીછાના પાસે હતું તે ખાબમાં તારા તરફ ઉગામવા સારૂ શોધ્યું–મગર ખંજર હાઝર નહીં હતું. ફરીથી તું મારા તરફ જોઇને હસ્યો–અને ત્યાર પછી હું બીદાર થઈ–હું ધારૂંછ કે તે સ્વપ્નો નહીં હતો, કેમજે તે સ્વપ્નો જોવા પછી હું જેવી બીદાર થઈ કે મેં તુંને,–મ્હારા વ્હાલા ખલીલ, તુંને–મારી આંખ સામે ઉભેલો જોયો–અને અઝીઝ, ત્હારા ચેહેરા ઉપર હસ્વાની નીશાની છે, તું હસેછ, મારા જાન તું હસેછ–હસેછ." ઇસિમીલદા ગોયા પ્યારથી દીવાની બનીને શુરીદા અદાઓથી બોલી.

"બાનુ" નરમ આવાઝે ખલીલ બોલ્યો "મેં આજે રાતે એવો ધડો લીધો છે કે આદમ ઝાતને તેના પોતાના અંતકરણ ઉપર કાંઇબી કાબુ નથી. આદમ જે ચીઝ નહીં કરવાનો વિચાર કરે છે તેને વલગી રેહેવાનું કામ મુશ્કીલ હોય છે. હું તમારી સાથે નરમીજ વાપરીશ. મેં ગુલીખાને સાચ્ચો રેહેવાની કોશીશ

કીધી, લેકીન તમારો ચેહેરો મારી પાછલજ ગોયા ભમ્યા કીધો. હું બેચયન બન્યો-મને ઉંઘ આવી નહીં, અને કોઇબી જોખમે આવી રાત્રેબી હું તમારા પગો ઉપર પડીને, થોડા કલાક આગમજ મેં તમારી સાથ જે ચાલ ચલાવી હતી તેની, માફી માંગવા આવ્યો છું."

"ઓ, અઝીઝ ખલીલ!" ઇસમીલદા બડબડી "તું મારા કાનોમાં આ કેવા મીઠાસદાર સખુનો ઓચરે છે!"

"બાનુ ઇસમીલદા, તમે મને થોડા કલાક આગમજ તમારી સાથ ચલાવેલી ચાલ માટે દરગુઝર કરશો?"

"ઓ જાનેદીલ, બાસરોચશ્મ, મ્હારા વ્હાલામાં વ્હાલા અઝીઝ ખલીલ!" દૌલતબાન પાશાની તે બૈરીએ આમ બોલતાંજ ખલીલને પકડીને પોતાની છાતી સાથ ઝોરથી દાબી દીધો.

"એક સખુન, બાનુ!" ખલીલ ઇસમીલદાની છાતીમાંથી દુર જઈ, તેની પાસે બેસતાં બોલ્યો "હું મને પોતાને વખાણતો નથી, લેકીન બાનુ, કારામાનીયન કુટુંબનો હું એક બાવફા બેટો છું જે પોતાના કૌલને સાબુત રહે છે. ઝુલીખાંએ મારા ઉપર ભરૂસો રાખ્યો છે, અને તેને મારામાં વિશ્વાસ છે. મારી ફર્ઝ છે કે મારે ઝુલીખાંને તેના કસમોથી રીહાઇ આપવી, ને મેં તેના પ્યારને કબુલ રાખવામાં ગોટું ખાધું હતું એમ કહી તેને તેનું છુટાપણું આપવું, આ કામ કાલે કરીને પછી-ઓ ઇસમીલદા, વ્હાલામાં વ્હાલી ઇસ-મીલદા, હું ત્હારાજ કદમો ઉપર પડીશ."

"જેમ તુને સારૂ લાગે તેમ કર, ખલીલ, જેમ તુને ગમે

તેમ કર," ખલીલની આંખોમાં પોતાની આંખો ફેંકતા માયાથી ઇસમીલદા બોલી "કાલે તું ઝુલીખાથી છુટો થશે–અને ત્યાર પછી તું મારો થશે! લેકીન કોઇબી તદબીરથી તું થોડા દીવસ હીંયાજ———"

"તદબીર મૌજુદ છે, બે દીવસ તો ઝુરૂર આ મહાલની દીવારો વચ્ચે તોડી પાડીશ." ખલીલ બોલ્યો "મારા ઉપર ભરૂસો મુક."

"ઓ, આપણા માટે કેવી ખુશાલી નઝદીક આવે છે!" ઇસ-મીલદા ગોયા ખલીલનાં ચેહેરાપર દીવાની બની, અને તેના તરફ ટગર ટગર જોઇને બોલી.

"અને હવે મને રજા આપશો?" તે જવાન તુર્ક બોલ્યો.

લેકીન ઇસિમીલદા રજા શું આપે? તે તો ખલીલનો વિચાર કરતા ખલીલ ત્યાં આવી રાતે કેમ આવી લાગ્યો તેના ખ્યાલમાં પડી.

"મગર તું હીંયા કેમ આવ્યો, વ્હાલા?" તેણે પુછ્યું.

"એક ચાવી, જે મારા ઓરડામાંથી મને મલી તનાથી હું હીંયા આવ્યો" ખલીલ બોલ્યો "તેને મારા ને તારા દરવાઝા વચેના છુપા દરવાઝાને ખુલ્લો કીધો–અને તે ચાવીથી————"

ખલીલે પોતાની કમરબંદના પટામાં આગલાં ઘાલ્યા, અને તે એકાએક બોલતો બંધ પડગો, અને ગુંચવાડાની તેણે એક નઝર ફેંકી.

"મારા અઝીઝ ખલીલ, શું છે?" ઇસિમીલદાએ ઝડપથી સવાલ કીધો "શું તેં કાંઇ ઓચીંતો આવાઝ સાંભળ્યો કે વ્હાલા?"

"નહીં, લેકીન તે ચાવી મારા પટામાંથી કેઠે પડી ગઇ છે!" ખલીલ બોલ્યો "તે આ તકીઆઓ વચ્ચે પડી ગઈ હશે."

"તનને તું તસ્દી ન આપ, વ્હાલામાં વ્હાલા ખલીલ" ખલીલ બરોબર જાણતો હતો કે તેણે ચાવી નાંખી દીધીજ નથી અને જ્યારે તે ઢોંગથી ચાવી શોધવા વાંકો વળ્યો તે વખતે ઇસમીલદા બોલી "તનને તું તસ્દી ન આપ" તે પાછું બોલી "એ એક નજીવી બીના છે. આ મહાલની દીવારોમાં જેટલાં દરવાઝા છે તેટલાં બધાની એક ચાવી મારી પાસે છે." તે મલકાઇને બોલી "તે તેજ ચાવી છે જેનાથી અમીના તુને હીંયા લાવી હતી. લે આ રહી તે, તારી પાસે રાખ, વ્હાલામાં વ્હાલા ખલીલ,—અને આવતી કાલે રહાંજના મારા હાથોમાં તુને દાબાવવા માટે આ ચાવી એક તીલીસમાત સમાન થઈ પડશે."

ઇસમીલદાએ તે ચાવી રૂજુ કીધી, ખલીલે તેના હાથ ઉપર ચુમી લેતા તે ચાવી લીધી, અને બોલ્યો, "સલામ, વ્હાલી ઇસમીલદા!" અને તે એમ બોલી રહીને બાહર પડયો. ખલીલે દરવાઝો ખોલ્યો, અને તેમાંથી પસાર થઈ રહયા બાદ દરવાઝો બંધ કીધો. રસ્તામાં એક દીવો બલતો હતો જેના ઉજાસથી ખલીલ છેડેના એક દરવાઝા આગલ ગયો. તે દરવાઝો તે ચાવીથી ખોલીને ખલીલ તેમાંથીબી પસાર થઈ ગયો, અને પોતાની પાછલ દરવાઝો બંધ કીધો. ત્યાં તેને એક દાદર જણાયો, જેપર ચઢીને પોતાના ઓરડા આગલ ખલીલ જઇ પહોંચ્યો, કમરામાં જઇને તે બીછાના ઉપર સુતો—અને નીંદ્રાદેવીએ ઘણી ઉતાવલે તેના ઉપર કાબુ મેલવ્યો.

આગલી રાતે તેણે શું શું કીધું હતું તેનો કોઇ એક હર્ફબી

બીજી સહવારે તેણે લુકાસ અને જુલયન આગલ કહાડયો નહીં, તેણે તે ભેદ પોતાની છાતીમાંજ છુપાવેલો રાખ્યો, અને તેમાં તેની કોઇ ઉંડી મતલબ સમાયલી હતી. ત્રણે મીત્રોને વખતસર નાસ્તો પાણી આપી જમાડવામાં આવ્યા, અને રમવા માટે તેમને રમત ગમતની ચીજો સપુર્દ કરવામાં આવી. તેમને બાહર જવાની રજા નહીં હતી, તેથી આખો દીવસ તેઓ તેમની આગતા સ્વાગતા કરતા ગુલામો સીવાય કોઇને જોઈ શકતા હતા નહીં.

સ્હાંજ પડી ત્યારે તેમને તે ખુબસુરત સુંદરીઓના ઓરડામાં દાખલ કરવામાં આવ્યા, જ્યાં તેઓ પ્યારથી છલાછલ થતી છાતીએ દાખલ થયા. દઉલતબાન પાશા ત્યાં ખલીલની વાર્તા સાંભળવાની રાહ જોતો બેઠેલો હતો.

લુકાસ ગુલનારની પાસે બેઠો,—જુલીયન થીરઝાની પાસે—જ્યારે ખલીલ ઝુલીખા પાસે બેઠો, તે વૃધ્ધ પાશા આ જોઈ કાંઈજ બોલ્યો નહીં. ઇસમીલદા સાથે ખલીલને ગુફ્તેગો થઈ હતી છતાં ખલીલ આગલી સાંજનીજ મુઆફિક ઝુલીખા તરફ પ્યાર ભરી ચશ્મો ફેંકતો હતો. તે ત્રણે જોડાંઓ ખુશ ગુફ્તેગો લાંબો વખત સુધી કરે તેટલામાં તો પાશા ખલીલની વાત માટે અધીરો પડી ગયો, અને ખલીલે પોતાની વાર્તા કહેવી શુરૂ કીધી.

ખલીલની વાર્તા દઉલતબાન પાશાએ બહુ ધ્યાનથી સાંભલી, પ્યારમાં ચકચુર થયલા લુકાસ અને ગુલનાર, જુલીઅન અને થીરઝાએઓ તે પોતાના વ્હાલાની વાર્તા મહોબત ને માયાની લાગણી સાથે સાંભલી.

ખલીલની વાર્તા પુરી થયા પછી પાશાની દુખતરો હવે અજા-

યબ થઈ કે મહાલમાં વધારે વખત ગુઝારવા માટે ખલીલ હવે બીજી કોઇ યુકતી આઝમાવશે! લેકીન ઝુલીખાને ફીકર ઝરાબી ન હોતી, કેમજે તે તો ત્યારનું ખલીલનું દીલ જાણી ચુકી હતી કે તે નવી વાર્તાથી વખત લંબાવી શકશે.

"તમે ઘણા હુસ્યાર છો." પાશાએ ખલીલ તરફ જોઇ કહયું.

"આપની મહેરબાની છે." આમ બોલતાં ખલીલ સ્હેજ નમ્યો.

"લેકીન" દઉલતબાન પાશા બોલ્યો "હવે વખ્ત નઝદીક આવે છે————"

"આપ નામવરની રજાથી" ખલીલે વચે પુરાઇને કહયુ "જો મરઝી હોય તો હું બીજી એક વાર્તા કહું, જે બેશક આપને ઘણીજ મનપસંદ આવશે."

"જુઓ, મારા મીત્ર" પાશા હસ્તો બોલ્યો "અરેબીયન નાઇટિસમાં સુલતાના સ્કેહેરેઝેડે પોતાની ઝીંદગી બચાવવા અને વખ્ત લંબાવવા સુલતાન આગલ વાર્તાઓ કીધી, અને હું અચ્છી રવેશે સમજું છુ કે દર સાંજના મને વાર્તાઓ સંભલાવીને ખુશી રાખ-વાની તમારી મતલબ એટલીજ છે કે તમો અને તમારા બે મીત્રો આ મહાલમાં વધારે વખત ગુઝારી શકો."

"આપ જે બોલ્યા છો તે તરફ નકારમાં બોલવું એ આપના દરજ્જા આગલ અપમાનના સખુનો થઈ પડે" ખલીલ બોલ્યો "હા, મારા મીત્રો આ બીહીશતખાનામાંથી બહાર પડવા જરાબી રાઝી નથી, આપ નામદાર જોઇ શકશો કે આપની બેટીઓ તરફ આ બે ગ્રહસ્થો જે ચાહ રાખે છે ને આપની ભાણુજી તરફ હું જે ચાહ

રાખું છું તે ઘણો ઉંચ પ્રકારનો છે, અમોએ અમો કેવા દરજ્જાના આસામીઓ છીએ તેની વીગત તમો નામદાર આગલ ઝાહેર કીધી છે, અને હવે આપ નામવરની રજા હોય તો આપ એ બાનુ સાહેબોના હાથો અમારા હાથ સાથે જોડી આપશો."

શું કરવું અને શું બોલવું તેના વિચારમાં દઉલતબાન પાશા થોડીક મીનીટ સુધી ગુંચવાયલો રહયો, અને ત્યાર પછી તે બોલ્યો "આપ ત્રણે જણે આપના દરજ્જાનો અહેવાલ કહયો છે તે ખરૂં છે, લેકીન તે અહેવાલ દરોસ્ત છે એમ હું કેમ જાણી શકું ?"

"આપ નામવર" ખલીલ બોલ્યો "ખબર કાઢવા ગમે તો માણસોને મોકલાવો, અને જો આપને ખબર મલે કે અમોએ અમારા ઉંચા દરજ્જા માટે જે કાંઈબી કહયું છે તેમાં સાહેજબી સહરાગાત કરી છે તો તમો ફરમાવો તે સજાને પાત્ર થવા અમો બાસરોચશ્મ હાઝર છીએ. તે દરમ્યાન અમને કઇદી તરીકે———"

"તે સઘલું ખરૂં, લેકીન જાણો કે મારી બેટીઓને પરણાવવા હું તઇયાર થાઉં તોબી મારી ભાણજી ઝુલીખાને પરણાવવાનો હકક મને નથી. તેના માબાપ તેને ગમે ત્યાં—"

"હું કૌલ આપવાને હીંમત કરૂં છું કે ઝુલીખાનો હાથ મારા હાથ સાથે મેલવી આપવામાં નામવર કેદીઆસકર ઝરાબી વાંધો લેશે નહીં."

"આપ જાણતા નહીં હશો કે મ્હારો સાલો કેદીઆસકર હાલમાં બારે ગમગીન રહે છે, અને તેવા વખ્તમાં તે મહોબત અને પ્યારની વાતમાં પોતાનો વિચાર આપી શકે તેમ નથી." પાશા બોલ્યો.

"ઝડપમાં બોલાયલી વાત ઉપરથી મેં ઝુલીખાં પાસેથી જાણી

લીધું છે" ઝુલીખાં તરફ મહોબ્બતની ચશ્મો ફેંકતાં ખલીલ બોલ્યો " કે કોનસતેનતીનોપલમાં ચાલતી ખુનખ્વાર ગમખારીનો ભેદ મેલવવા નામદાર સુલતાને ઝુલીખાંના પીતાના સરપર ગંભીર ફર્ઝ મુકી છે. લેકીન ઝુલીખાં અને તેના માન પીતાએ પાક ખુદા ઉપર એતબાર મુકવો જોઇએ, કેમજે તેનો પવિત્ર હાથ મોટો છે અને ખરા ગુન્હાગારને બાહર લાવી પાક અલ્લાહ નીર્દોષને ઝુરૂર બચાવશે."

દૌલતખાન પાશાએ ફરીથી ખામોશી અખત્યાર કીધી-જે વખ્ત દરમ્યાન ખલીલ ઝુલીખાંની આંસુથી ભરાઇ આવેલી ચશ્મો તરફ જોઈ તેના કાનમાં દીલસોઝીના સખુનો ઉચારવા લાગ્યો.

"એવો માણુસ હું નથી કે ચપ દઇને જે સાંભલ્યુ તે ઉપર મત આપી દીધું" પાશા બોલ્યો "મારો વિચાર થાય છે કે આપ સાહેબોના દરજ્જાની જુસ્તેજુ કરવા માણુસોને મોકલું. અગર જો તપાસ સંતોષકારક નીવડી તો હું તમારા હાથો જોડી આપવાને રાઝી થઇશ."

"બહુજ બરહક્ક વિચાર છે" ખલીલ બોલ્યો "ત્યારે સાહેબ જુસ્તેજુ ચલાવવાને આપને બીજા ચોવીસ કલાકની ઝુરૂર છે. વખ્ત જવા દો, જુસ્તેજુ થવા દો, અને તે દરમ્યાન વલી હું તમને કાંઈ અચ્છી ચીઝ સંભલાવીશ."

"આપની મતલબ સારવામાં ખલીલ આપ ઘણા દુરઅંદેશ છો," પાશા હસીને બોલ્યો "અચ્છું. જેમ મરઝી, આપની મરઝીમાં આવે તેમ થવા દો. આપ ત્રણે ચોવીસ કલાક પાછા મ્હારા મહેમાન છો-લેકીન આગલીજ શર્તે."

"મંઝુર." ખલીલે સર જુકાવ્યું.

ત્રણે જવાનીયાને તે રાત્રે તેમના ઓરડામાં મોકલાવવામાં આવ્યા.

ખલીલ હવે પાછો વધુ વખ્ત પોતાના ઓરડામાં અકેલો થયો. થોડો વખ્ત જવા પછી તેણે આજે પણ જુલીઅનને ગાનું ગાતો સાંભલ્યો.

ખલીલ બીછાનામાં બેસી રહયો. કેટલોક વખ્ત વીત્યા બાદ તેના દરવાઝાપર ટકોરા પડવાનો આવાઝ આવ્યો. તેણે ઇસમીલદાએ આપેલી ચાવીથી દરવાઝો ખોલ્યો, અને અમીના અંદર આવી. તેણે આવતાંને વાર નાંક ઉપર આંગલી મુકી.

"પાશા આજે રાતના પોતાની બૈરી આગલ આવવાના નથી" તેણે ધીમા આવાઝે કહયું "અને બાનુ ઇસમીલદા, આપની આતુરતાથી રાહ જુએ છે."

"હું તમારી પાછલ આવવાને તૈયાર છું," ખલીલ બોલ્યો, અને એમ બોલતાની સાથેજ તેણે એક સોનામોહોર તે બુઢીયાના હાથમાં સેરવી દીધી.

"તમારો દરવાઝો બંધ કરો" અમીના બોલી "અને તમારી સાથે ચાવી લઈ લો."

ગુપચુપ તેઓ દાદર ઉતરી ગયાં, ચાલ પસાર કીધી, અને ઇસમીલદાના ઓરડામાં દાખલ થયાં. અમીના ચાલી ગઈ, અને તે જવાન તુર્ક ફરી એક વાર વૃધ્ધ પાશાની જવાન મહોરદાર આગલ અકેલો રહયો.

આગલી રાત કરતાં કોઈ બીજીજ ઢબે ઇસમીલદાએ લીબાસ સજ્યો હતો. તેનો પોષાક હાલમાં તુર્કીશ ઢબને બદલે યુરોપીયન ઢબપર હતો. તેના ભરેલા ગોરા ગોરા ખભાંપર તેના કાલા ઝુલ્ફો લબડતાં પડયાં હતાં અને તેનો દેખાવ કોઇબી જવાનને તેના તરફ મહોબ્બતથી ખેંચી લે તેવો હતો.

"મ્હારા ખુબસુરત ખલીલ" તે બોલી, અને ખલીલ તેના તરફ આગલ વધ્યો, "તેં આ મહાલની દીવારો વચ્ચેના રસ્તાઓ જાણી લીધા છે—અને તું ત્હારૂં વચન પાળીને મારી આગળ આજે આવ્યો છે."

"તમારા હુકમને માન્ય કરવાને, ઓ વ્હાલી ઇસમીલદા" ખલીલે હસીને કહ્યું "જરાબી વીલંબ લગાડયો નથી. હં, પણ, પાશા હું ધારૂંછ કે કાલ સ્હાંજ પછીથી આપની પાસે નથી આવ્યા કેમ?"

"તેં તે કેમ જાણ્યું, મ્હારા વ્હાલા ખલીલ?" પોતાની પાસે ખલીલને બેસાડતાં ઇસમીલદાએ સવાલ કીધો.

"ફકત અનુમાનપરથી કહુંછ, વ્હાલી ઇસમીલદા" ખલીલે જવાબ આપ્યો "કેમજે પાશા જો આવી ગયા હતે તો તેવણ પોતાનું ખંજર જે હીંયા ભુલી ગયા હતા તે લઇ જતે." એમ બોલતાં બોલતાં ખલીલે તે ખંજર હાથમાં લીધું "આહા, બહુ અચ્છી બનાવટનું છે, કેમ વ્હાલી? હા! હા! હા! હા!" અને ખલીલ મકકરથી હસ્યો.

"હા—પણ, વ્હાલા ખલીલ, તેં વચન પાલ્યું છે કે?" ઇસમીલદાને યાદ આવી જવાથી તેણે સવાલ કીધો.

"વચન,—ઝુલીખાં માટે કે?" ખલીલ બોલ્યો "મેં ટક શોધ-

વાને ફાંફાં તો માર્યા—"

"ઓ, ત્યારે" ઇસમીલદા સ્હેજ ગુસ્સાથી બોલી "તો આજેથી એમ થયું કે ઝુલીખાં હજુણ એમજ માનેછ કે તું તેને ચાહેછ?"

"આજ સ્હાંજની મ્હારી ઠંડી રીતભાતથી" ખલીલે જવાબ દીધો "મેં ઝુલીખાંને એમ તેના દીલમાં માનવા દીધું છે કે મારામાં તેને લગતો ફેરફાર થઇ ગયો છે."

"તેં તેમ કીધુંછ ખરૂં કે? તુને ખાત્રી છે કે તેં તેમ કીધુંછ, હું, વ્હાલા ખલીલ?" ઇસિમીલદા પોતાનો ખુબસુરત ચહેરો ખુશાલીભર્યો કરીને બોલી "જો હું તુને નહીં માનું એમ તો નથીજ, તું મને કદીબી ઠગવાનો તો નહીંજ, કેમ?"

આ સાંભલી ખલીલે મોંહ કુમલાવ્યું, એ જોઇ ગભરાઇ જઇ ઇસિમીલદા બોલી "વ્હાલા ખલીલ, ગુસ્સે ના થતો! તું કેમ જાણી શકે કે મારા દીલમાં તારા પ્યારે કેટલી બધી હદ સુધી જગ્યા લીધી છે!—હું તુને મારા તમામ દીલથી ચાહુંછ, વ્હાલા ખલીલ, આજનો આખો દીવસ મેં ફકટ તારો ને તારોજ ખ્યાલ કીધો છે—તારા ચેહેરાનો છાપ મારા મનમાંથી ઝરાબી ખસ્યો નથી! વ્હાલા ખલીલ, અગર જો હું ઝુલીખાં માટે અદેખા બની હોઊં તો તું મને માફ કરજે, મ્હારા વ્હાલા, માફ કરજે."

"હું તુંને માફ કરૂંછું, સુંદર ઇસમીલદા" તે જવાન ડુકે કહયું "ખાત્રી રાખજે કે હું તુને માફ કરૂંછું, લેકીન મારૂં બોલવુ સાંભલી લે; આજે સ્હાંજે ઝુલીખાંના કાનમાં ફકટ અરધોજ ડજન સખુન હું ઓચરી શકયો હતો, તેથી મારાથી ઝુલીખાને છુટા

કરવાની વાત થઇ શકી નહીં, પાશા મને ઝુલીખાં સાથે વધારે વખ્ત વાત કરવા દે, તો કામ થાય. કાલ સ્હાંજ સુધી હીંયાં રહેવાને મેં મુકતી આજે સ્હાંજે પાશા આગલ લગાવી હતી, હવે તો આવતી કાલે તું વાર્તા સાંભલવા હાઝર થાય અને અમે બીજા વધારે દીવસ રહી શકીએ તેવી ગોઠવણ કરે તો સારૂં."

"એ ગોઠવણ કેમ કરૂં ?" ઇસિમીલદાએ સવાલ કીધો 'મારી સાવકી બેટીઓ અને મારા વચે એવી કોઈ ઝાતની મહોબ્બત નથી કે જેનો લાભ લઈ તું સુચવે છે તે ગોઠવણ હું કરૂં, તેમના ઓરડામાં કોઇબી વખ્ત હું જતી નથી અને તેઓ મારા ઓરડામાં પગ મુકતી નથી."

"કોઇબી રવેશે," ખલીલ બોલ્યો "પ્યારી, ત્હારે કાયદો તોડીનેબી ત્યાં હાઝર થવું, કેમજે તે સીવાય હવે વધારે વખ્ત હીંયા અમે રહી શકીએ તેવો ઉપાય નથી. કુંચી મુકતી રચ."

"કેવી રીતે ?" ઇસિમીલદાએ સવાલ કીધો.

"કાલે સ્હાંજના" ખલીલે કહયું "હું પાશા આગલ બીજી વાર્તા કરીશ, અને વાર્તા પુરી થાય તે વખ્તે તું તાલ કરીને ત્યાં આવી લાગજે, ત્હારો મીઝાજ ખોહી દઇને તું પાશાને કહેજે કે એ વાર્તા અને આગલ કહેવાઈ ગયલી બધી વાર્તાઓ સાંભળવાનો તુંને શૌક થાય છે, અને તેમ કરીને તું મને ઘોબાવી શકશે, હા, પણ તેમ બનવું જોઇશેજ, હું કે ?"

"શું તું મ્હારી ઉપર વ્હેમ લઇ જાય છે, વ્હાલા ખલીલ ?" તે પ્યારમાં ગીરફતાર થયલી અઓરતે પુછયું. "શું તું ઝરાબી

શક લઈ જાય છે ?" અને તેણે ખલીલને પાસામાં લઇને દાબ્યો.

"નહીં, હું શક લઇ જતો નથી." ખલીલે બડબડતાં કહ્યું "લેકીન યાદ રાખજે ઇસમીલદા, કે હજુણુ હું ત્હારો થયો નથી, કાલે ઝુલીખાંને હું ચેતાવશ, અને પછી,—હું ત્હારો છું, ને તું મ્હારી છે."

"હા મારા જાન" અને એમ બોલતાંજ ખલીલને ઇસમીલદાએ વધારે ઝોરથી પોતાની છાતીએ ફરીથી દાબ્યો. "પછી આપણે પ્યાર કરશું, અને પ્યાર ને પ્યારથીજ રહીશું.—મારા જાન, તું શું જાણે કે મારો પ્યાર તારાપર કેટલો બધો છે ? તું કદી, કદીબી મારા પ્યારને—"

લેકીન, હીંયા પાશાની અઓરત બોલતાં બોલતાં અટકી પડી, અને ખલીલ તેના પાસાંમાંથી આહીસ્તા આહીસ્તા દુર થયો અને બોલ્યોઃ "આપણુને હવે છુટા પડવું જોઇએ, વ્હાલી ઇસમીલદા ! આપણે બેઉ જે પ્યાર ધરાવીએ છીએ તે આપણને જોડી દે તે પલની વાટ તો જોઇએ છીએ, મગર, હમણાં તો ઇસમીલદા આપણુને અલગ રેહવુંજ સારૂં થઇ પડશે, કેમજે રાત ઘણી વહી જશે."

"મને જણાય છે કે" હવસમાં ઘેલી બનેલી તે ખુબસુરતી વચ્ચે બોલી–'તું ચાહે તે કર, પણ જલદીથી મારો થા, તારો પ્યાર, તારો પ્યાર—"

એટલું બોલતાં તે મોહબ્બત મસ્તાની સુંદરી તકીઆપર ફુલના એક ઢગલા મીસાલ ઢલી પડી.

"ઇસમીલદા, વ્હાલી–પ્યારી ઇસમીલદા, હુંબી તો તુને તારા પ્યારનો બદલો મારા સાચા પ્યારથી આપવા રાઝી છું, લેકીન

ઝુલીખાને સાફ છોડું–તો તારો હાથ જોડું."

"ફરીથી કહું છું, મ્હારા ખુબસુરત ખલીલ, કે તું ચાહે તેમ કર" ઇસમીલદા બોલી "લેકીન, યાદ રાખ કે કાલે સ્હાંજના આપણે સાથે જોડાઇએ એવું થાય તો ઘણુંજ સારૂં, ઓ મ્હારા ખલીલ, ખલીલ, ખલીલ." અને એમ બોલતાંજ ઇસિમીલદાએ ખલીલના હોટપર પોતાના હોટ દબાવ્યા, મગર, તેજ પલે અમીના ગભરાયલા ચેહેરા અને ધ્રુજતા હાથપગ સાથ ઓરડામાં દાખલ થઈ અને બોલી "પાશા આવે છે! મેં મોટા દરવાઝામાં ચાવી ફરતી સાંભલી છે."

બેઉ, ખલીલ ને ઇસિમીલદા, ઉભાં થયાં—ખલીલે પાશાનું ખંજર જે બીછાનાપર પડેલું હતું તે હાથમાં લીધું.

"તમારે હીંયાંથી કેડે ન્હાસી જવું જોઇએ" અમીના ખલીલ તરફ જોઈ બોલી "એક પલભી ખોહવી સઝાવાર નથી!—એક પલભી નહીં."

"ન્હાસી જાય!–પણ કયે રસ્તે?" ગભરાયલા ચેહેરા સાથે ઇસિમીલદાએ અમીનાને સવાલ કીધો "નહીં, નહીં,–આપણને એને હીંયાજ કેડે સંતાડવો જોઇશે! આપણને એને હીંયાજ સંતાડવોજ જોઇશે!"

"સંતાડવો!–એ નહીં બની શકે તેવું છે," અને અમીનાનું આખું બદન, માથાથી પગ સુધી, થરથર ધ્રુજતું હતું. "પેલો, પેલો, જુઓ, એજ રસ્તો ફક્ત છે." અને તેણે મખમલના પરદા પછવાડેના દરવાઝા તરફ આંગલી બતાવી.

"ત્યાં?" ઇસિમીલદા લગભગ ચીખ પાડીને બોલી–અને તેનો

ચેહેરો મૌત જેવો ફીકક્કો ફ્ચ થઈ ગયો.

"બાનુ!" ગભરાતથી અમીના બોલી "એકબી વધારે પલ ખોલવો, અને સમજો કે આપણે ત્રણે જણ બોસફરસના પાણીમાં પડેલાંજ છીએ!"

"હા, હા,–તુ કેહેછ તેમંજ થવું જોઇએ!" ઇસિમીલદા થોડાજ વખ્તની ગુંચવણ પછી બોલી "જા–જા, અમીના, પાસેના ઓરડામાં તું દોડી જા, અને પાશાને જરા થોભાવ."

અમીના પવનની પીઠપર દોડી; અને ત્યાર પછી ઇસિમીલદાએ ખલીલને કહયું "આ રસ્તે સીધાર, મારા વ્હાલા ખલીલ, આ રસ્તે સીધાર!"

તે મખમલના પરદા તરફ ઇસમીલદા દોડી ગઈ–ઝડપથી તેને ખસાડયો–અને તેણે અંદરનો દરવાઝો ખોલ્યો. ખલીલ તે તરફ ધસ્યો, લેકીન ઇસમીલદાએ તેને અટકાવીને કહયું "ખલીલ, તું પાશાનું ખંજર ના લઈ જતો."

"વ્હાલી ઇસિમીલદા" ખલીલે ઝડપમાં કહયું "તું ખંજરના ગુમ થવા વીશે કાંઇબી ખુલાસો કરજે."—અને તે ખંજર લઇને ત્યાંથી ચાલી ગયો!

તેની પાછલ દરવાઝો બંધ કરવામાં આવ્યો–અને મખમલનો પરદો બરોબર સરખો ખેંચી અને પોતાના માથાપરના બાલ બરોબર સરખા કરવાનો ઇસમીલદાને વખ્ત મલે તે આગમજ તો દૌલતબાન પાશા ઓરડામાં દાખલ થયો. ઇસમીલદાએ પાશાના ચહેરાપર એક નઝર નાંખીને ખાત્રી કરી લીધી કે તેને કાંઇબી શક ગયો હતો નહીં.

ખલીલ આગલ વધ્યો, તે જાણુતો હતો કે જે રસ્તે તે જતો હતો તે રસ્તામાં હબશી ગુલામને સંત્રી તરીકે પહેરો ભરવા નાગી શમશીર સાથે રાખવામાં આવ્યો હતો. લેકીન તેને દહેશત નહીં હતી, કેમજે તેની સાથે પાશાનું ખંજર તૈયાર હતું.–તે ખંજર સાથે ખલીલ એક શીંહ મુઆફેક ઝોરદાર થયો હતો.

ખલીલ આગલ વધ્યો, તેણે ચાલમાં એક દીવો બળતો દીઠો. પત્થરની એક સીડી ઉતરી જતાં તેણે કોઇના પગલાં સાંભલ્યા,— અને થોડે વખ્તે તેણે પેલાજ હબશી ગુલામને નાગી તલવાર સાથે પોતાની તરફ આવતો જોયો. ખલીલ બહાદુરીથી તેની તરફ ધસ્યો, લેકીન આગલ જઇને ધીમાં સાદે તે બોલ્યો "મ્હને તું હીંયા જુએ છે તેનું કારણ હું ધારૂં છું કે તું સમજી ગયો હશે."

તે જવાન ટુર્કની હીમત જોઇ તે હબશી બે ઘડી છક થઇ ગયો. તેની તલવારની અણી નમી પડી, અને તેણે ખલીલનો દમામદાર ચેહેરો જોઇ નરમાશ વાપરવાનું મન કર્યું. લેકીન, તે કાંઇક દમામથી બોલ્યો: "હા, મગર, મ્હારા વડાઓની હીલચાલની મતલબ કેમ ઉઠાવી શકું?"

"ગુલામો બીજા માણસોને હોય છે તેવીજ હુસ્યારી ધરાવે છે" ખલીલ ઠંડા આવાઝે બોલ્યો.

"એક ગુલામને કુદરતી હુસ્યારી હોય છે" હબશી બોલ્યો "પણ તે હુસ્યારી વાપરવાથી તેને અટકાવવામાં આવે છે, બચપણથી તેને ગુલામ તરીકે ઉછેરવામાં આવે છે, અને તેથી તેના વિચારો છુટાપણાંથી વેગલા રહે છે."

"ઓહોઓ, તારા વિચારો તો મને બહુ છુટા લાગે છે.–દોસ્ત, હું તુને જોઇને ખરૂં કહું છું કે ઘણોજ ખુશી છું."

તે કદાવર મોટા હબશીએ કોઇબી માણસને કદીબી તેની સાથે આવી નરમીથી વાત કરતાં સાંભલ્યો નહીં હતો.

"આ એક અજાયબ પ્રકારનું મકાન છે, જ્યાં ત્હારા જેવા અજાયબ આદમીને ચોકી કરવા રાખ્યો છે." ખલીલે કહયું.

"હું તમને પણ એક અજાયબ આદમ તરીકેજ જોઉં છું, જે આવી રાતની વખ્તે અજાણ છતે હીંયા સાહેબીથી ફરો છો!" હબશી બોલ્યો.

"હું આ જગ્યાથી તદન અજાણ્યો તો નથી કેમજે તારા શેઠ દઉલતબાન પાશાનો હું દોસ્ત અને મહેમાન છું."

"જે હોય તે." હબશી બોલ્યો "તમે મહાલનો રસ્તો ચુકયા છો, આગળ ચાલો, હું તમને રસ્તો બતાવતો તમારી પાછળ ચાલું છું."

"મને મારા ઓરડામાં જવાની ઉતાવલ નથી, પણ હું એમ કહું કે તું હીંયા કોઇ ખઝાનાની ચોકી કરે છે કે બાનુ ઇસમીલદાના ઓરડામાંથી નીકલેલા ભુલા પડેલા બીચારા કોઇ ભોળા શીકારની તપાસ રાખે છે?"

તે સાંભળીને હબશી ફરીથી ખલીલને અજાયબીથી જોવા લાગ્યો, અને આખીર તે બોલ્યો: "અગરજો હું પાશાનો ખઝાનો તપાસવા રહયો હોઉં તો હું તે ખઝાનો કયાં છે તે તમને નહીં બતાવીશ."

"મારા રફીક, મેં તુને ખઝાનો બતાવવા કયારે કહયું જે તેની વાત ?" ખલીલ બોલ્યો "જો, મારી તરફ જો! શું તને હું એવો આદમી લાગુછ કે જે ખઝાનામાં ઘુસીને પેટ ભરવા માંગતો હોય!

"કદાચ તેમ નહીંબી હોય" તે હબશી બોલ્યો "લેફ્રાન, મારે ઇસમીલદાના ઓરડાની ચોકીબી કરવી હોય તો શું તમોને લાઝેમ કે બાનુ ઇસિમીલદાના ઓરડામાંથી બહાર નીકલ્યા પછી તમો મારી સાથે તે બાબદ ઉપર વાત કરો ?"

"વાત ખાનગી છે-અને રેહેશે." ખલીલ બોલ્યો "હું એટલું તો જોઇ શકુંછ કે પાશાની એ ઔરત, જેવી એક ધણીયાણીની રીતભાત હોવી જોઇએ તેવી, વફાદાર નથીજ. એ વાતથી તુંબી વાકેફ છે, કેમ બોલ્યો નહી ?" અને તેણે હબશીનો ભેદ લેવા તેને ફુસલાવતાં તેનો બરડો ઠોકયો.

"હા, પણ સમજો કે હું પાશાનો ખઝાનો તપાસવા રહયો હોઉં ને સાથે લાગો પાશાની ઔરતના ઓરડાની તપાસ રાખવા રહયો હોઉં, અને તમે મને ઉંઘાયલો જોઇને ઇસમીલદાના ઓરડા તરફ ગયા તે વાત તમે ઝાહેર કરો, તો શું મારૂં સર તનથી જુદું નહીં થઇ જાય ?-મને તો ઇસિમીલદાની ચોકી કરવાની છે."

"તો શું તુને આખી રાતભર હીંયા ચોકી કરવાની છે ?" ખલીલે પુછયું.

"હા-ને તેમ કરતા ચુકયો, ચોકીમાં ભુલ થઈ, ને હું ઉંઘાયો, તો મારૂં સર તનથી જુદું થાય."

"નહીં એટલી ખાત્રી રાખજે કે તું મારી આગલ બધી વાત કરેછ તેથી હું તુને ફસાવશ નહીં–એમ તો કાલે રાતરે હું હીંયાથી આજનીજ મુઆફેક પસાર થઈ ગયલો, ત્યારેબી તું તો ખાબમાં પડેલો હતો!" ખલીલે કહયું.

"આ તમારૂં બોલવું જુઠું છે–બીલકુલ ગલત છે." કાંઈક ગુસ્સાથી તે કાલા ગુલામે પોતાના સુફેદ દાંતો કચકચાવીને કહયું.

"બીલકુલ સાચ્ચું છે." ખલીલ બોલ્યો "જો વધારે કહું તો તું શરાબની ખુમારીમાં મસ્ત હતો–અને ત્હારી તલવાર ત્હારી પાસે નાગી પડેલી હતી, અને તું ઘરેઘર ઘોરતો હતો."

થોડીક પલ તે હબશી ગુલામ ખલીલને જોતો વિચારમાં ઉભો રહયો, પછી તે બોલ્યો. "લેકીન આપ હીયાં કેમ આવી શકયાં ?"

"તેની સાથ તુંને કામ નથી." ખલીલે કહયું "મગર, તું જાણી ચુકયોછ કે હું હીંયા આવ્યો હતો."

"અને ત્યારે હવે, તમે હીંયાથી જેમ જલદી જાઓ તેમ સારૂ" તેં હબશીએ કહયું "પાશા ઘણું કરીને હવે આવી લાગશે. તમે તમારા ઓરડા તરફ ચાલો, હું તમારી પાછલ આઉંછું."

"ભોમીયાનું કામ એ હોય છે કે રાહદારીની આગલ આગલ ચાલીને રસ્તો બતાવવો" ખલીલ બોલ્યો "માટે તું આગલ ચાલ, હું તારી પાછલ આઉંછું."

તે હબશીએ પોતાની નાગી તલવાર ઉંચકી ચાલવા માંડયુ, અને ખલીલ તેની પાછલ પાછલ ચાલવા લાગ્યો, તે હબશી ચાલતા ચાલતા થોડે થોડે વખ્તે પાછલ ફરીને ખલીલને જોતો રહયો.

ચાલતા ચાલતા મોટા દરવાઝા આગલ આવી લાગતા હબશી જરા થોભ્યો, તેજ વખ્તે એક ભુકયો વાઘ જેમ પોતાના શીકારપર તડાપ મારે તેમ ખલીલ તે હબશીપર ધસારો લઈ ગયો, તેને પકડી નીચે પટકયો, તેની છાતીપર પોતાનો પગ દાબ્યો, અને હાથમાનું ખંજર તેના કાલા ચહેરા સામે ધર્યું.

"આની મતલબ શું છે?" તે હબશી ધ્રુજતો ધ્રુજતો બોલ્યો.

"બોલ, ઇસમીલદાનો ભેદ બોલ," ખલીલ બોલ્યો, પણ ખલીલ બોલી રહીને આગલ ચલાવે તે આગમજ ઇસમીલદાનો ઓરડો દુરથી ખુલવાનો આવાઝ થયો, અને તે હબશી ગુલામ ખલીલના પંજા તળેથી બીહતો ધ્રુજતો બોલ્યો "પાશા આવે છે."

"તો ઉઠ!" ખલીલે કહ્યું "મગર, યાદ રાખ કે તું જે શમશીર મહારીપર ચલાવવાની કોઇ કોશીશબી કરશે તો તહારો જાન તહારા તનના પીંજરાંને છોડી જશે અને તહારા કુટુંબના તમામ આદમીઓનો બીલકુલ નાશ થઇ જશે." અને શેર કુદકો મારીને ઉઠે તેમ પેલા ઝંગીની છાતીપરથી ખલીલ કુદકો મારી ને ઉઠયો અને પોતાના હાથમાંનું ખંજર તેણે તૈયાર રાખ્યું.

"સાંભલો, પગલાં નઝદીક આવે છે" પેલો હબશી વધતા ગભરાટમાં ખલીલ તરફ જોઇ બોલ્યો "આપ પેલે રસ્તેથી ચાલી જાઓ, નહીં તો હું મરીશ—તહમારો જાન જશે—અને ઇસમીલદાના જાનપર આઝાબ ગુઝરશે."

"એક વાકય સાંભલી લે, અને પછી હું બતાવેલે રસ્તે તુરત ચાલી જઇશ." ખલીલ દમામથીજ મગર ધીમાં આવાઝે બોલ્યો

"મ્હારી સાથ તહને જે વાત થઇ તેનો એક શબ્દથી ઇસ્મીલદા નહીં જાણે તેની યાદ રાખજે, અગર ઇસમીલદા આગલ કાંઇબી તું બોલ્યો કે યાદ રાખજે મહારામાં જે છુપી શકતી છે તેના ઝોરથી હું તુને અને તહારા કુટુંબીઓને જડ મુળથી ઉખેડી નાંખીને-તબાહ કરીશ. તું ના જાણતો કે હું કોઈ મામુલી માણસ છું" અને એટલું બોલતાંજ પાછલે પગલે ખલીલ હટી ગયો અને તે પુર ઝડપથી બતાવેલે રસ્તે ઉતરી ગયો.

તે ગયો ત્યાં સુધી તેના વાચીત્ર બોલવાનો અને તેના વીચીત્ર આવભાવનો ખ્યાલ કરીને તે ઝંગી તેની તરફજ જોતો રહયો, અને પછી પાશાના નઝદીક આવતાં પગલાં તેણે વધારે નઝદીક આવેલાં સાંભલીને તે ફરી ગયો અને પાશાનો આકાર દેખાતાજ તે તલવાર નમાવીને ઉભો.-પાશા આવ્યો, અને ત્યાંથી પસાર થઇ ગયો.

પેલી તરફ ખલીલ પોતાના ઓરડામાં જઇને ખાબમાં પડયો અને તેણે સહવારના ઉઠીને જોયું કે કોઇબી અસાધારણ બનાવ બનેલો હતો નહીં, ત્યારે તે સહમજી ગયો કે ઇસમીલદાનો અને તેનો ભેદ સાબુત રહેવા સાથે પેલા હબશી ગુલામેબી રાઝ ફાશ કીધો નહીં હતો.

સહાંજના રાબેતા મુજબ લુકાસ, જુલીઅન, અને ખલીલ પોતપોતાની પ્યારીઓ આગલ ગોઠવાયા, દઓલતખાન પાશાબી બેઠેલો હતો. ખલીલે પોતાના વચન મુજબ પોતાની તરફથી એક દીલપઝીર વાર્તા પાશાને કહી સંભળાવવી શુરૂ કીધી.

ખલીલના વાર્તા જ્યારે પુરી થઈ ત્યારે પાશાને લાગ્યું કે ખલીલની આગલી વાર્તાઓ કરતાં આજની વાર્તામાં વધારે મીઠાસ

અને વધારે લીઝઝત હતી. વાર્તાના ખલાસ થવા સાથ વાર્તાના વલાંપર ઉડતો સોચ કરતો પાશા ઝમીનપર જોઈ જોઈ ખ્યાલ કરવા લાગ્યો, જ્યારે પેલી ત્રણે હુરીઓ પોતાના આશકો તરફ ખુશીની નઝર નાંખવા લાગી.

તેટલામાં દરવાઝાપર કોઇએ ઠોકા માર્યા અને ખલીલે પોતાની સુંદર માશુકાને તેજ વખ્તે આંખનો ઇશારો માર્યો, ઝુલીખાં તુરતજ ખલીલથી દુર થઈ ગઇ અને દુર જઈ બેઠી; જ્યારે ઠોકાથી અજાયબીમાં ગરકાવ ગયલા પાશાએ તે હીલચાલની મતલબ ઉઠાવવાની તમીઝ રાખી નહીં!

"કૌણ દરવાઝો ઠોકે છે? હું હીયા છું તો કૌણની મજાલ છે કે આ ઓરડાના દરવાઝાને હાથબી લગાડે!" પાશા ગુસ્સા અને અજાયબીથી બોલ્યો, અને તેણે પોતેજ ઉઠીને દરવાઝો ખોલવાનો ઇરાદો કરતાં પોતાની શમશેરપર હાથ ધર્યો!

ઘણા જોશથી તેણે દરવાઝાના ખુલતાં સમેટજ ત્યાં ઉભેલો જે આકાર જોયો તેથી તેનો ગુસ્સો તુરતજ સમી ગયો, અને તે નરમ થઇ ગયા.

"મ્હારા પ્રીતમ. આપની રજા હું હીંયા આવવા માટે માંગી લઉં કે?" પાશાના ખભાંપર તે મક્રોહીલાથી ભરેલી ઔરતે પોતાનો સુંદર હાથ મુકયા, અને ઘણા પ્યારના આવભાવથી પુછવા લાગી.

પાશા તે હાથથીજ ગોયા પાણી પાણી થઇ ગયો!-અને, તથી, તે જવાબમાં બોલ્યો "પ્યારી પ્રીયા, તહને માહરી પાસે કોઇબી જગ્યાપર તો આવવાની મનાઇ નથીજ નથી. મગર, હીંયા પારકા મર્દો છે!"

"કોઈ હરકત નથી" બેદરકાર ઢબે હસમીલ્લા બોલી "હું નીકાબપોશ છું. મહને તેઓ સાથ કોઇ કામ નથી, મગર તેમની વાર્તા માટે મહને શૌક થયો છે."

"એમ છે? તો, આવ. ચાલ મ્હારી પાસે બેસ, અને વાર્તા તું સાંભળ." પાશાએ તે ઓરડામાં પોતાની મ્હોરદારને લેતાં કહયું. પણ કાંઇ યાદ આવ્યું હોય તેમ બોલ્યો "લેકીન, આજની વાર્તા તો ખલાસ થઇ ગઇ છે વ્હાલી હસમીલ્લા."

"તો બીજી શુરૂ કરાવો." હસમીલ્લા બોલી "હું આજે આવી, અને મહારે માટે તકલીફ ઉઠાવવામાં ન આવે એવી તે કોઇ વાત છે?"

"તુને ખબર થઈ તો હવે વાતમાં શૌકબા થાય એમાં નવાઈ નથી, ત્હારે ખાતીર હું પેલા જવાનને પોતાની બીજી વાર્તા ચલાવવા કહીશ." પાશા પીગલી પડયો, અને તેણે ખલીલ તરફ જોઈ કહયું "ખલીલ, જો આપ એક વાર્તા વધારાની આજે કહી સંભલાવો તો મહેરબાની. બાનુ સાહેબ હસમીલ્લાને વાર્તાઓનો મહારી માફક શૌક છે, એવણે હું વાર્તા સાંભલું છું તે જાણ્યું છે, મહારી હાઝરી હીંયા હોવાથી એવણ બીન દહેસ્તે માહરી આગલ આવ્યા છે, મહારી બેટીઓની માદર તરીકે એવણ હીંયા પધાર્યા છે, અને તહમે બધાં અમારાં બચ્ચાંઓ છો, કોઇ ફીકર નથી, આપ એકાદી વાત ચલાવો. હસમીલ્લા બાનુનો જીવ ખુશ થાય તો માહરો જીવ ખુશ થયલો સહમજજો." અને તે કરડો માણસ હાલ એક ફીતરતી મોહરદારના પંજા તળે પીગલીને પાણી થઇ બોલતો હતો.

"આપનો હુકમ સરોચશ્મથી બજા લાવવા ખુશી છું." ખલીલ બોલ્યો "મગર, આજે હવે હું એક લાંબી વાર્તા સંભલાવી શકું

તેમ નથી, આજે એકાદી ન્હાની ચાંઝ બોલીશ, લેકીન જો હુકમ થાય, તો કાલે એક સઉથી સરસ વલાંની વાર્તા કહી સંભલાઉં—"

અને હીંયા પાશા હસ્યો "આ તો ત્યારે હું ફસ્યો! આનુ ઇસમીલદા વાર્તાના ખુબ શોકીન છે, ત્હમે વાર્તાના કુવાના કુવાઓ પેટમાં રાખોછ તેવા લાગોછ, અને ત્યારે હવે એનો છેડો કેમ લાવી શકાશે?"

"હું લાવીશ." ઇસમીલદા બોલી "હું એકાદ બે વાતો પછી નહીં ધારતી કે વધારે તકલીફમાં એમને ઉતારૂં."

"તકલીફમાં ઉતરશેજ–એવણ એવી તો રસીલી વાતો કહે છે કે બોલો નહીં." પાશા ખુશમીઝાજથી હસીને બોલ્યો, અને તેણે વધાર્યું "ચલાવો, ખલીલ."

પાશા પોતાને બડો આકેલ સહમજતો હતો, મગર તે પોતાની ઔરતના હાથપર કેવો વેચાતો હતો તેનો ખ્યાલ તેને કયાંથીજ હોય! તેની ઔરત નીકાબ પછવાડેનો એક સાંપ હતી! અને, પરદાની પછવાડે ઝનાનખાનામાં ઝકડાયલી બુરકાપોશ ઔરતોબી બાઝે વખ્ત કેવી કેવી બુરાઇઓ ચલાવે છે તેનો એક નમુનો આ ઇસમીલદા હતી!!

ખલીલે બીજી વાત કહેવી શુરૂ કીધી, અને તે દરમ્યાન ખલીલથી ઝુલીખાં જુદી બેઠી હતી તેપર પાશાનું ધ્યાન ખેંચાવા છતાં તે કાંઈ બોલ્યો નહીં, તેને તે બાબદમાં બીચારાને સહમજબી ન થઈ શકી! પણ, જુલીઅન અને લુકાસ તથા તેમની માશુકો તે બીનાથી અજાયબ થયાં, અને ઇસમીલદાને તે જોઈ મનમાં અને મનમાં ઠંડક થઇ કે તેનો વ્હાલો ખલીલ હવે ઝુલીખાંને છોડી દેવામાં પોનાના વચનને સાબુત હતો!

"વાર્તા ખલ્લાસ થઇ અને બધાં પોતપોતાના ઓરડામાં ગયાં, અને પાશાબી હસિમીલદાને તેના કમરામાં છોડી પોતાના કોઈ કામને માટે મહાલની બાહર ગયો.

હવે, પેલી તરફ ખલીલે આજ રાતના હસમીલદાના ઓરડા તરફ જવાને બદલે કાંઇ નવું ભેદી પગલું ભર્યું:

તેણે પોતાના ઓરડામાંની દીવારમાં એક બીજી ભેદી ચાંપ જોઈ હતી જે તેણે દાબી, અને તેજ વખ્તે જુલીઅનના ઓરડાની દીવારમાં એક દરવાઝો ખુલ્લો થઈ ગયો! પરીણામમાં ખલીલ અને જુલીઅન એકબીજાની સામસામા થઈ ગયા, અને ખલીલને તેમ જોઇ જુલીઅને પુકાર્યું "આ શો નવો ભેદ છે, ભાઈ ખલીલ?"

"ચુપ-ચુપ, મોટેથી ન બોલ" ખલીલે ધસી જઈ જુલીઅનના મોંઢાપર હાથ મુકી દેતાં કહયું "હું તુને એક ભેદી કામ માટે આજની રાત પસાર કરાવવા માંગુછ-ચાલ, ત્હારાં કપડાં ઉતાર, મ્હારા કપડાં જે ઉતારી આપુંછ તે તું પહેરી લે-જલદી કર-જલદી કર."

ખલીલના કહેવા મુજબ જુલીઅને પોતાના કપડાં ઉતારવા માંડયા, અને કપડાંની અદલાબદલી દરમ્યાન ખલીલે પોતાની અને હસમીલદાની મુલાકાતોના સંબંધમાં જુલીઅનને થોડુંક કહેવા જોગું જલદીથી જણાવ્યું, અને ઉતાવલે તે બોલ્યો "મ્હને સાંભલી લે, મ્હારે થોડો વખ્ત ત્હારા આ ઓરડામાં ગુઝારવાનો છે અને ત્હારે મ્હારા ઓરડામાં. મહારા કમરામાં દાખલ થતાંજ તું ત્યાનો દીવો બુજાવી નાંખજે, અને પેલી અમીના તેડવા આવે કે કાંઇબી બોલ્યા

વગર તુ ગુપચુપ તેની પાછલ પાછલ જજે. તુને મહારે બદલે આજે ખલીલ તરીકે ઇસમીલદાની પાસે જવું પડશે."

"તો શું ઇસમીલદાની પાસે જઇને મહારે મહારી થીરઝા તરફ બેવફા થવું, એમ?" જુલીઅને ગભરાઇને પુછયું.

"નહીં–નહીં, ગભરાઇશ નહીં, બીરાદર, ગભરાઇશ નહીં." મોંહ મલકાવીને ખલીલે ઝટ કહયું "જેમ હું મહારી વહાલી તરફ બેવફા નથી; તેમજ ત્હારેબી ત્હારી વ્હાલી તરફ બેવફા થવાનું નથી. ઇસમીલદા સાથે તો સીર્ફ ધોંગધતુરાથી કામ લેવાનું છે. નકલી મ્હોબ્બતથી ઝરા શેરનીને જાલમાં લપેટી ગપેટી નાંખવી છે. વધારે સાંભલ, અગર જો ઇસમીલદા મહારે બદલે તુને જોઇને અજાયબી બતાવે તો તે ગુસ્સે નહીં થઇ જાય તે માટે તહારે હીકમત વાપરવી જોઇશે. તું ઇસમીલદાને એમજ કહેજે કે પાશાએ ગફલતથી તુને મહારા ઓરડામાં મોકલ્યો, અને મહને કોઇ બીજામાં. જુલીઅન, બીરાદર, બીલકુલ ગભરાઇ જતો ના, મગર તાલતલાવટથી તું એ ખુબસુરત બલાને ઠંડી મીઠી રાખજે. હમણાં તું મહને કાંઇજ પુછવાનો ઇરાદો ના કર, આપણને આપણી વહાલી માશુકાઓ મલે ત્યાં સુધી તો આએ મકાનમાં એવી હીલાફુતુરથીજ દીવસ ગબડાવવા પડશે."

"અજબ ભેદી આપ છો, બીરાદરે અઝીઝ" ખલીલની આંખોમાં આંખ નાંખીને જુલીઅન ખુશીના એક મલકાટ સાથે બોલ્યો "હું તો બહુજ તઅજ્જુબ છું બીરાદર."

"વખ્ત આવવે ભેદ ખુલશે." ખલીલે જુલીઅનનાં ખભાંપર હાથ મુકીને સહમજાવ્યું "હું જે કાંઇબી કરૂં અથવા ભેદી ભેદી બોલું તે માટે તહમારે તઅજ્જુબ થવાનું નથી, કેમજે જે થશે તે બધાંનાં

ભલાંમાંજ થશે. હા, લેકીન, સાંભલી લે, અગર જો ઇસમીલદાની મુલાકાત દરમ્યાન પાશા બાશા કદાચ આવી લાગે તો ઇસમીલદા અને અમીના જે રસ્તેથી તુને નહાસવા કહે તે રસ્તેથી નહાસી આવવામાં ઝરાકબી થોભનો તું ના. અને તે રસ્તામાં જો તુને એક હબશી મલે તો તુને નંહાસી જવામાં તે સવલતા કરી આપશે, તે હબશીને તું તહારી આગલ આગલ ચાલવા કહેજે અને તેની પાછલ પાછલ તું ચાલજે. જા, હવે તું મહારા ઓરડામાં જા, અને મહારા તકીઆની નીચે એક ખંજર છે તે તું લઈ લેજે."

"ખંજર? ખંજર કયાંથી?" જુલીઅન પુછવા પડયો.

"એ ખંજર પાશાનું છે, અને મહારી સલામતીને ખાતીર મેં તે ઉપાડી લીધેલુ" ખલીલે સહમજાવ્યું "તુંબી તહારી સલામતીને વાસ્તે તેને તહારી સાથમાં લઇ લેજે, પેલા હબશીની ઝરા ધાસ્તી રહે છે તે ધાસ્તી તે ખંજરથી દુર થઇ જશે."

તે પછી ખલીલના ફરમાવ્યાથી તેના ઓરડામાં જુલીઅન દાખલ થયો, અને પેલી છુપી ચાંપ જેની સહમજ ખલીલે આપી તે ચાંપ તેણે અંદર જઈ બીજી તરફ ખશેડી દાબી, જેથી દીવારનો દરવાજો બંધ થઇ ગયો, અને જુલીઅનના ઓરડામાં ખલીલ તથા ખલીલના ઓરડામાં જુલીઅન જુદા પડયા.

જુલીઅને ખલીલના કહેવા મુજબ તકીઆ તળેથી પેલુ ખંજર ઉઠાવી લીધું, અને તે પછી તેણે બત્તી બુજાવી નાંખી. પછી તે સોચમાં બેઠો કે ખલીલની મતલબ શું હતી. મગર તેણે દીલમાં અચ્છી રવેશે સધ્યારો લીધો કે ખલીલ જેબી ફરમાવતો તે કાંઈ સારાને માટેજ હતું. ખલીલપર તેને પુરો વીશવાસ હતો,

અને તેથી તેણે જે જે કહયું હતું તે પ્રમાણે વર્તવાનો તેનો વીચાર વધુ મકકમ થયો. ઘણો વખ્ત સુધી તેને બેસી રહેવું પડયું નહીં, કેમજે દરવાઝાની કળમાં કુંચી ફરવાનો સાદ આવ્યો, અને દરવાઝો ખુલી ગયો.

બાહરથી જે ઉજાળો દરવાઝાનાં ખુલતાં સમેટ અંદર ધોળાઇ પડયો તેનાથી જુલીઅન જોઇ શકયો કે તે આકાર ખુદ્દી અમીનાનોજ હતો. અમીનાએ તો ખલીલના પોશાકમાં જુલીઅનને દુરથી ઓલખ્યો નહીં અને તેણે રાએતાની ઇશારતથી તેને બોલાવ્યો "આપ ખુબસુરતી અને પ્યારના ગુલીસ્તાં તરફ આવવાને તૈયાર છો?"

જુલીઅને જવાબમાં કાંઇ કહયું નહીં, મગર નમાવેલી મુંડીએજ જેબમાં હાથ નાંખીને એક સોનામોહોર ખેંચી કાઢી તેને અમીનાના હાથમાં મુકી દીધી. અમીના હસીને ફરી ગઈ, અને તે આગલ ચાલી, જુલીઅન તેની પાછળ ચાલવા લાગ્યો.

ઇસિમીલદાના ઓરડાની છેક લગોલગ આવ્યા પછીજ ફરતી વખ્તે અમીના જ્યારે કાંઇ કહેવા ગઈ ત્યારે તેની નઝર જુલીઅનપર પડી, અને તે જોઇને તે દદા એક સાંપે ડંખ માર્યો હોય તેમ ચોંકી "આપ–આપ કયાંથી?"

અને જુલીઅન કાંઇબી બોલે તે અગાઉ ધ્યાન આવી જતાંજ તે જુલીઅનના મોંઢાપર એકદમ હાથ મુકી દેતાં ધીમેથી બોલી "ચુપ કરો–હીંયાં વધુ વાર થોભી શકાયબી નહીં, અને કાંઇ બોલી શકાયબી નહીં." અને, તેટલું કહેતાંજ તેણે બાજુના એક ઓરડામાં જુલીઅનને નરમ આંચકાથી હડસેલ્યો, અને પછીજ બોલી "હીંયાં હવે

બોલો, ખુલાસો કરો. આજ રાતના ત્હમારા દુર્કીશ મીત્રના કમરામાં ત્હમે કેમ, કયાંથી?"

"હું ધારૂં છ કે કોઈ ગફલતથી પાશાએ મહને ખલીલના ઓરડામાં અને ખલીલને મહારા ઓરડામાં મોકલી આપ્યો." ખલી-લના શીખવ્યા મુજબ જુલીઅને જણાવ્યું.

"મગર, ત્હમારા ઓરડામાં અંધારૂં કેમ હતું? અમીના જેનું તે વખ્તે તે બાબદપર ધ્યાન ખેંચાયું નહીં હતું પણ હવે જ્યારે ખલીલને બદલે જુલીઅનને જોવાથી અંધારાની બાબદ યાદ આવી ગઈ, તે હવે અજાયબીથી પુછવા પડી.

"ત્હમે આવ્યા તે વખ્તની થોડોજ વખ્ત અગાઉ બત્તી બુજાઈ ગઈ." જુલીઅને અડાવ્યું "બત્તીમાનું ખુશબુદાર રઓગન ખલાસ થઈ ગયલું તેથી બુજાઈ ગઈ."

"હંઅ!" વીચારથી અમીનાએ હુંકારો પુર્યો, અને પછી જુલીઅનની કમરબંદના ખંજરપર નઝર જવાથી તે પુછવા પડી "અને આ ખંજર? એ?"

"ખલીલના બીછાનાના તકીઆ તળે મુકેલું હતું, હું સુવા માટે તકીઓ ખશેડવા ગયો કે તે મલ્યું, મેં ઉઠાવી લીધું, તેટલાંજ દરવાઝામાં આવાઝ થયો, ખંજર મેં કમરબંદમાં લઇ લીધું, તહમે આવ્યા, તહમે મહને બોલાવ્યો, અને હું આવ્યો." ખલીલે તમામ નીરદોશ આવભાવથી ઢોંગ કીધા.

"મગર, આપ જાણોછ કે હું આપને ક્યાં લાવી છું?" અમીના પુછવા પડી.

"તઅજ્જુબની વાત છે!" ઉલટો જુલીઅન ગળે પડ્યો! તહમે કહયું કે 'ખુબસુરતી અને પ્યારના ગુલીસ્તાં તરફ આવવાને તૈયાર છો ને?' તો, પછી, બોલો, મહારા જેવા એક જવાને પ્યારના ગુલીસ્તાં તરફ ન આવવું? તહમે મહને બોલાવ્યો, અને હું તહમારી પાછલ ગુલીસ્તાંમાં દાખલ થવા આવ્યો."

"ઠીક" અમીના કાંઈ વીચારથી બોલી, અને તેણે વધાર્યું "જરા હીંયા સબ્ર કરજો, હું અંદર જઇ આઉં છુ. હા, પણ, મહારે તહમને કંઇ છુપાવવા જોઇએ, કેમજે કદાચને પાશાનું મન થયું કે હમણાંજ આવવું અને તે જો આવી લાગે તો પછી—"

"તલવારની ધાર, અને ઝટ માથું ઉતાર." જુલીઅન હસીને બોલ્યો.

"એમ સ્હમજો છો તો ઠીક છે" અમીના બોલી "અને તેથી, સંભાલજો.આવો, આ પરદા પછવાડે છુપાઇ જાઓ, અને હું તહમારી પાસે પાછી આઉં તે દરમ્યાન જો કોઇનેબી આવી લાગતા તહમે સાંભલો તો પત્થરના પુટલાં હોવ તે મીસાલ દમ રૂંધી નાંખીનેબી ઉભા રહેજો—મગર ફસતા ના, અને ફસાવતા ના."

જુલીઅન તે પરદા પછવાડે ભરાઇ ગયો, અને તેણે અમીનાને અંદરના ઓરડામાં જતી સાંભલી.—જુલીઅન વીચાર કરવા પડયો કે ખલીલે તેને પેણામાંથી નીકાલીને ચુલામાં શા માટે નાંખ્યો હતો?

જુલીઅનના સંબંધમાં થયલો ઘોંટાલો જણાવવા માટે અમીના ઇસમીલદાના ઓરડામાં ગઈ, અને તે વખતે મખમલના પરદા પછ-વાડે છુપાયલો જુલીઅન જો કે હીમત રાખીને ઉભો હતો છતાંબી તેને લાગયું કે તે ગોયા વાઘના પીંજરામાં હતો!—જુલીઅન જ્યાં છુપાયો હતો ત્યાંથી ઇસિમીલદાનો ઓરડો થોડેક દુર હતો, જ્યાંના મખમલના બીછાનાપર અલેટાઇને તે હવસ—અસીર ચુરેલની સીર્ફ ખલીલ અને ખલીલનીજ તસ્વીર પોતાની સામે લાવી તેના પયારા પગલાંની રાહ જોતી હતી. દરવાજો જેવો ખુલ્યો કે તેણે ખલીલના દાખલ થવાની આશા રાખી, મગર અમીનાને અકેલી પોતાની તરફ આવતી જોઇને તે તઅજજુબ થઇ. અમીનાએ શું બનાવ બન્યો હતો તે ઇસમીલદાને કહયો.

"કેવું કમનસીબી ભરેલું!" કડવાસ ભર્યા ગુસ્સાના આવભાવથી ઇસિમીલદા બોલી "ખુબસુરત ખલીલના પયારને માટે ગોયા નસીબ મહારી આડે આવે છે! તું જુલીઅનને પાછો લઇ જા, અમીના, જઇને મહારા ખલીલનેજ લઈ આવ."

"મગર, મહારી હસીન સુરત ખાતુન" અમીના બોલી "તું ખ્યાલ કર કે એમ ઘડી ઘડી આવવા અને જવામાં કેટલો બધો જોખમ છે! આપણે બેઉ ગોયા તલવારની ધારપર રહીને ચાલીએ છીએ, તહારા આશકોને તલવારની ધારપર ચલાવીને હું લાઉં છું, અને તયારે જો તે ધાર આપણાજ સરપર સ્વાર થઈ તો આપણા જાન—"

"આપણા જાન તો તે ખલીલપર કુરબાન!" ઇસિમીલદા વચ્ચે બોલી પડી "લાવ, લઈ આવ તેને, હું સરપર ચઢેલા હવસથી દીવા-

ની બની જઇશ અગર મ્હારા હાથોમાં તે પ્યારો નહીં પડશે તો! જા, ખલીલને લઈ આવ."

"સોચ કર, અઝીઝ બાનુ, હું તુને અર્ઝ કરૂં છું કે તું સોચ કર." અમીનાએ કાલાવાલા કીધાં "કે હવે તો ત્હારી બાબદ જુલીઅન સમજી ગયો હશે, તેને વહેમ ગયોજ હશે, અને તે જાણીબી શકયો હશે કે તે કોણના ઓરડા તરફ આવેલો છે——"

મગર, અમીનાને વધારે ઇસમીલદાએ બોલવા દીધી નહીં, અને તે ખ્યાલ કરીને ઝડપથી બોલી "એમ છે! તો વારૂ એ જવાન ગ્રીક——"

"ખુબસુરત છે." અમીના તેની મતલબ સહમજી જઇને બોલી "એબી ખલીલની મીસાલ દેખાવલો છે, અને—"

"ત્યારે તો જા તેને લઇ આવ." પાપી ઇસમીલદા બોલી. અને ખલીલ જે ઇમતેહાન લેવા માંગતો હતો તેની પુરવારી હવે શુરૂ થઇ!

અમીના તે સાંભલીને જુલીઅનને ઇસમીલદા આગળ તેડી લાવવા ગઇ, મગર તે જુલીઅનની આગલ જઈ રહે તેટલાં તો દરવાઝામાં ચાવી ફરી! દરવાઝો ખુલ્યો! અને દઉલતખાન પાશા દેખાયો!

દદા અમીના બીલકુલ ગભરાઈ નહીં, તેણે જુલીઅનને છુપાવેલો હતો એટલે તેને ફીક્ર નહીં હતી, અને તે જાણે દઉલતખાનને બોલાવવા જતી હોય તેમ મકરો હીલાથી દોડી ગઈ, અને બોલી "ખુશ આમદી."

"અમીના! વારૂ તેં મ્હારૂં હીરા જડીત ખંજર કંઈ જોયું?"

પાશા બોલ્યો, અને ત્યાંના પરદા પછવાડે છુપાયલા જુલીઅનના તાંતીયાં ધ્રુજવા શુરૂ થયાં!

"આપનું તે ખંજર મેં નથી જોયું, સરકાર." અમીના હાથ જોડીને બોલી.

"ત્યારે હબશીઓમાંના કોઈ બદમાશનું એ કામ મ્હેને તો લાગે છે. હું ઇસમીલદા પાસે જઇને પછી એ ઝંગીઓની ખબર લઇશ અને જેની પાસેથી મહારૂં ખંજર મલી આવશે તેની ગરદનજ ઉડારી નાંખીશ." પાશા ગુસ્સાથી બોલ્યો, અને ફરીને પછી પડેલા પરદા તરફ જોઇને તેણે કહ્યું "અમીના, આવી ગરમી પડે છે અને આ પરદો શું કામ ઉતાર્યો છે?"

અને તેટલું બોલીને જુલીઅન જે પરડા પછવાડે છુપાયલો હતો તે પરદો ખશેડી નાંખવા પાશા આગલ વધ્યો, પણ ઝડપથી દોડી જઇને અમીનાએ તેનો હાથ પકડી લેતાં કહ્યું "સરકાર, સરકાર, એ પરદો નહીં ખશેડતા. આજે ઇસમીલદા બાનુની તબીઅત હમણાંજ બીગડી આવી છે, એવણને ઠંડીનું લખલખું ચઢ્યું છે, અને આ તરફથી હવા આવતી હોવાથી ખાસ ઇસમીલદા બાનુની તબીઅતને ખાતીર એ પરદો ઉતારવામાં આવ્યો છે."

"એમ છે!" ભોલો દઉલતબાન બોલ્યો, અને તેણે પરદા આગલથી ખસી જઇ પુછ્યું "સ્હાંજના તો એવણ સારી પેઠે હતાં, અને કયારે તબીઅત બીગડી?"

"હમણાંજ" શીતુરી અમીના બોલી "એકાએક ઠંડી ચઢી આવી!"

અને તે અઉરતના ફરેબમાં ઉતરી જઇ પાશા ઝડપથી બોલ્યો:

"ચાલ-ચાલ, ત્યારે તેવણુ પાસે જઇએ અને કાંઇ ઉપાય લઇએ."

અમીના ખાસ કરીને મોટેથી બોલી હતી કે અંદર ઇસમીલદા સાંભલે, અને તેજ મુજબ બન્યું. ઇસમીલદા સ્ત્રીચરીત્રમાં પુરી હતી, અને તે મક્રથી બીમાર પડી ગઇ! તેને નહીં ઠંડીની ઠંડી ચઢી ગઇ!!

"પ્યારી ઇસમીલદા, ખયર તો છેની?" પાશાએ દોડી જઈ પુછ્યું, અને ઝટ કપાળપર અને હાથ પર હાથ મુકી દીધો!

"સીર્ફ ઠંડી!" ઘણી મુશકીલથી બોલતી હોય તેમ ઢોંગ કરીને ઇસમીલદા બોલી "સીર્ફ ઠંડી, અને તેબી હવે કમતી!"

"એવણને ત્યારે કેઠી "ઠંડી બુખાર" ચઢી ગયલી હોવી જોઇએ!" ભોલા દૌલતખાનને બનાવીને મક્રથી ઇસમીલદા તરફ ઇશારો કરી અમીના બોલી "હવે જયારે ઇસમીલદા બાનુને ઠીક ઠીક છે તો પછી હું રવાના થાઉં છું."

"નહીં, કાંઈ લાવ, બાનુના દીલને ગરમાવ." પાશા બોલ્યો, મગર ઝટ ઇસમીલદા વચ્ચે બોલી પડી:

"ન-ન-નહીં, કોઇબી ચીઝની કોઈ ઝુરૂરત નથી, તું જા અમીના, મ્હને તો ઝરા આસાએશની નીહાયત ઝુરૂરત દીસે છે."

"તો હું જાઉં છું" અમીના બોલી "આપ આસાએશ લો, નામવાર પાશાબી આપની નઝદીકમાં છે-કોઈ કનીઝનીબી ઝુરૂરત નથી."

"નહીં-નહીં, તું જા."

અને, અમીના જવા ગઇ કે પાશાએ તેને અટકાવીને કહયું "ઠયર, મ્હારા ખંજરની તલ્લાશ કર, અમીના, ઝંગીઓને કહે કે

બાહરના અયવાનની નઝદીક બધા ઉભા રહે, હું આવીને તેમની ઝડતી લઇશ."

અમીના પાશાનો હુકુમ બજાવવા ગઇ, જ્યારે પાશા પોતાની મ્હોરદારની હીફાઝત કરતો તેની પેલી મતલબી ઠંડી બુખારને ન્હસાડવાની આરઝુમાં હતો! મગર, ખાબની તલબ ઇસિમીલદાએ કીધી, અને તે બીછાનામાં પડી. પાશાબી તે મખમલી ગદેલાપર આરામ કરતો પડયો!

હબશીઓ બાહર જમાવ થઇને ઉભા, અને હીંયાતો પાશા નીંદ્રા દેવીને વશ થઇને પડયો!—જુલીઅનને પરદાની પાછલ છુપાયાને લગભગ એક કલાક પસાર થઇ ગયો હતો, અને તેણે જોયું કે પ્યારના પરસ્તાં કરતાં તો તે ધાસ્તીના કયદખાનામાં પડયો હતો! ન તેનાથી કેડે ચાલી જવાતું હતું, કે નતો તે પરદાની દીવારથી રીહાઇ પામીને કેડે હાલી ચાલી શકતો હતો!

પાશા પુર ખાબમાં બેહોશ પડયો હતો તે ચીમાઇને જોઇ લીધા પછી થોડીક અફાળઝીક પછી ઇસમીલદાએ પોતાની પકકી ખાત્રી કરી લીધી કે તે ભારે નીંદમાં હતો, જેથી તે ચુરેલ ઉઠી, અને તેણે હળવેથી પોતાના કદમ ઝમીનની ફર્શપર મુકયા.

અને, જુલીઅન જ્યાં છુપાયલો હતો તે તરફ ઇસિમીલદા ગઇ. જુલીઅનના પરદાને હટાવવાની આગમજ તેણે વીચાર કીધો: બાહર તો હબશીઓની હાર કટાર લાગી હશે, અને ત્યારે આ જુલીઅનને ન્હસાડવો તે કયાંથી?—મગર, એક પળ, અને બીજીજ પળે તેણે પોતાનું મન એકજ વીચાર પર મકકમ કીધું: તેણે પેલો પરદો હટાવ્યો, પોતાના નાકપર આંગલી મુકીને જુલીઅનને બીલકુલ ચુપ

રહેવાની ઇશારત કીધી, અને તેણે જુલીઅનને પોતાની પાછલ પાછલ આવવાની નીશાની બતાવી.

મગર, જુલીઅન એકબી પગલું ઉપાડે તે અગાઉ ઇસમીલદાએ તેને અટકાવીને તેના કાન પર પડીને કહયું "ત્હમારૂં ખંજર આપો! એજ ખંજરનેં માટે કેટલી રીકઝીક થાય છે તે વાત ત્હમે જાણી તો હશેજ!"

"મ્હને માફ કરો, બાનુ" જુલીઅને તેવાજ ધીમા આવાઝે કહયું "બીજી કોઈબી વાતને હું ત્હમારા હુકમ તરીકે માથે ચઢાઉં, મગર આ તો અશકય છે."

"કેવી રીતે અશકય છે?" આંખો ગુસ્સાથી ભરીને ઇસ-મીલદાએ પુછયું.

"પાશા આ તર્ફ છે, પેલી તર્ફ હબશીઓ છે, હું વચમાં ગીરફતાર છું, અને આવી વખ્તે તો ખંજરની મ્હને સખ્ત ઝુરૂરત છે."

"મગર, હું ત્હમને સલામત જવાનો રાસ્તો બતાવી આપું છું." ઇસમીલદાએ કહયું.

"મ્હને માફ કરો." જુલીઅન મકકમ રહીને બોલ્યો "હું એ ખંજર આજ રાત્રે તો ન આપીશ."

ઇસમીલદાએ જોયું કે જુલીઅન સાથે હવે તે ખંજર બાબદમાં તકરાર કરવાનો તે વખ્તજ નહીં હતો તેથી તેણે નાચાર થઇને તે વાતપર પરદો ઉતાર્યો અને તેણે જુલીઅનને કહયું "ચાલો મ્હારી પાછલ."

કદમ ઉપાડવા અગાઉ તેણે ફરીથી અંદર ડોકાવીને જોયું અને

પછી જે ઓરડામાં પાશા સુતેલો હતો તે ઓરડામાંથી જુલીઅનને તે ચલાવી લઈ ગઈ! તેજ ઓરડામાંના એક છુપા રસ્તાથી જુલી-અનને નહસાડી શકાય તેમ હતું, બાહર તો હબશીઓ જમાવ થયા હતા—બીજો કોઇ છુપો રસ્તો નહીં હતો—તો તેજ ઓરડામાંથી ઇસમીલદા જુલીયનને દોરવી ગઇ!

છુપા રસ્તાની દીવાર આગલ પડેલો પરદો હટાવીને ઇસમીલ-દાએ ચાંપ દાબી, દીવારમાં દરવાઝો થયો, જુલીયનને એક નરમ આંચકાથી તે રસ્તે ઇસમીલદાએ ઉતારી દીધો, અને જુલીઅને પોતાને બીજી જગ્યા પર જોવા બાદ તે છુપો દરવાઝો બંધ થયલો જાણ્યો. હવે તે ખલીલના ફરમાવ્યા મુજબ તુરતજ અમલ કરીને ખંજરને સંભાલી આગલ વધ્યો.

ખંજર સંભાલીને આગલ ચાલતાં થોડેક છેટે જવા પછી જુલીઅનને એક દઇત્ય સમાન હબશી સામો મલ્યો અને તેને જોઇને જુલીયન નીહાયત તઅજ્જુબ રહયો! અરે, સઘલા હબશીઓને અમીનાએ અયવાન નીચે જમાવ કર્યા હતા અને આ ત્યારે હીંયા શું કરતો હતો! મગર, વીચારનો વખ્ત તે નહીં હતો કેમજે હબ-શીએ મ્યાનથી શમશીર બહાર નીકાલી હતી અને તે જોઈ જુલીઅન ચોંકીને વધારે સાવધ રહયો.

"ખબરદાર, ઝંગી, ખબરદાર" જુલીઅને ઠઠરાવનારા સાદે કહયું "મ્હારી આગમજ જે શખ્સે તુને નરમ બનાવ્યો હતો તેજ શખ્સના નામથી તને હું કહું છું બલકે હુકમ કરૂં છું કે તું મ્હને રસ્તો બતાવ."

હબશી તે સાંભલી વીચારમાં પડયો, અને તેણે નમીને કહયું

"ઠીક, તો ચાલો આગલ."

"મક્ર! મ્હારેથી ફુતુર! નહીં–નહીં, હબશી તું માણસ ભુલેછ. હું એવો નથી કે જે ત્હારા ફંદામાં ફસે! તું આગલ ચાલ, અને હું ત્હારી પાછલ ચાલીશ." જુલીઅને જણાવ્યું.

અને તે સીદી પોતાની શમશીરને નમાવી આગલ ચાલ્યો, જ્યારે જુલીઅન તેની પાછલ ગયો. લેકીન, તે સીહા ચામડીનો શખ્સ શકીલો બન્યો હતો કેમજે થોડે થોડે પગલે તે પાછલ ફરીને જુલીઅનને જોતો હતો.

થોડોક રાસ્તો કાપ્યા પછી એકાએક હબશી જુલીઅન તરફ ફરી ગયો અને તે જાણે ઇશારો કરવાની અણીપર હોય તેમ લાગ્યું, મગર તેજ વખ્તે એક સીંહની માફક કોઈ ત્યાં કુદી આવ્યું, અને જુલીઅને જોયું તો તે બહાદુર ખલીલ હતો! ખલીલને જોઇને જુલીઅન ખુશ થઈ ગયો, લેકીન હબશી એક ફાડી ખાનારા વીકાળ શેર મીસાલ ધ્રુરકવા લાગ્યો. ખલીલે તેની પાસે દોડી જઇ તેના ખભાંપર હાથ મુકીને સ્હમજાવતની ઢબે કહયું "મરહબ્બા! તેં ત્હારૂં વચન પાલ્યું છે. તેં મ્હારી વાત બાહરની હવામાં મ્હારા હુકમ મુજબ ફયલાવા નથી દીધી, અને ત્હારે જાણવું જોઇએ કે જે માણસ પોતાના બોલને સાબીત રહે છે તેજ દુન્યામાં ખરો માણસ છે." ઝંગી તે સાંભલીને ખુશ ખુશ થઇ ગયો અને તેના ડોળામાં ફેરફાર થઇ રહયો જે જોઇ ખલીલ બોલ્યો "હવે તું હાંયાંથી જા, મ્હારા મીત્રને હું પોતે દોરવી જઇશ."

હબશી ગયો, અને બંને મીત્રો ઝડપથી ઝુલીઅનના ઓરડામાં જઈ લાગ્યા પછી ખલીલે કહયું "મીત્ર, જે કાંઇબી બન્યું હોય તે

મ્હને કહી દે."

જુલીઅને સર્વ કહયું અને ઉમેર્યું "આપ કોઈ તીલીસ-માતીક કાર્ય કરો છો. આપના સંબંધમાં મ્હને————"

"સબ્ર, બીરાદર, ધીર." ખલીલે તેના વાકયની વચમાં બોલી દેતાં કહયું "આ વખ્ત ખુલાસાઓને માટેનો નથી, થોડા દીવસ પછી તુંજ જાણી શકશે કે હું કોણ છું. મગર, ચાલ હવે સુઇ જા, હુંબી મ્હારા કમરામાં જાઉં છું—પણ, તે અગાઉ મ્હને પાશાનું ખંજર આપી દે. હા, બીજું એ કે ત્હારે લુકાસને આ વાત બીલ-કુલ નહીં કહેવી."

તે બાદ ખંજર લઇને ખલીલ વીદાય થયો, અને બન્ને મીત્રો પોત પોતાના કમરામાં બાકીની રાત પસાર કરી ઉઠયા. સ્હવારના જ્યારે નાશતાને માટે ખલીલનો દરવાઝો ગુલામે ઠોકયો ત્યારે દરવાઝો ખુલતાંજ ખલીલની નઝરે અમીના પડી. અમીના દુરથી તેના તરફ જોતી હતી અને ખલીલ સ્હમજી શકયો કે શા વાસ્તે તે ત્યાં આવી હતી. તે ખાત્રી કરવા માંગતી હતી કે ખલીલ ત્યાં હતો કે નહીં. ખલીલને જોવા બાદ અમીના ત્યાંથી જતી રહી.

પેલી તરફ રાતના થોડીક નીંદ નીકાલીને પાશા જ્યારે પાણીની તલબ કરતો ઉઠયો ત્યારે ઇસમીલદાએ તેને પાણી આપતાં આપતાં બાહર ઉભેલા ઝંગીઓની યાદ તેને આપી. પાશાએ તુરતજ અય-વાન તરફ જઇ બધા હબશીઓને દમ ભરાવીને ખંજરની શોધ ચલાવી, લેકીન વ્યર્થ.

બીજી સ્હાંજના રાબેતા મુજબ ઇસમીલદા સાથે બધાં પાશાના પેલા ઓરડામાં જમાવ થયાં હતાં જ્યાં ખલીલ પોતાની નવી

વાર્તા કહી સંભળાવતો હતો. ખલીલે નવી વાર્તા બોલવી શુરૂ કીધી, અને પુરી કીધી.

તે વાર્તા ખલાસ થવા પછી હજુણ તો પાશા કાંઈ બોલવાનો ઇરાદો કરે તે અગાઉ અલગો દરવાઝો પોતાનીજ મરઝીથી ખોલી નાંખીને અમીના ગભરાયલી અકલાયલી અંદર ધસી આવી અને તેને જોઇને પાપી ઇસિમીલદા સર્વેથી પહેલે ફીકી બની જઈ ગભરાટથી પુછવા પડી “હંએ હંએ અમીના, શું છે?

“સરકાર, ગરદનકશ જનીઝરીઓ નાફરમાન થયા છે, તેઓએ બળવો જગાડયો છે.” અમીના પાશા તરફ જોઇને બોલી પડી જ્યારે તેના હોટ ધરૂજતા હતા.

પાશા તે સાંભલીને એકદમ ઉઠયો, અને પુકારી પડયો “તુંને હીંયા તે ખબર સાથ કોણે મોકલી?”

“સરકાર, વઝીરે આઝમનો માણુસ બાહર ઉભેલો છે, વઝીરે આઝમે કહેવડાવ્યું છે કે આપે તુરત સ્તમબુલ તરફ સીધારવું.” અમીનાએ ઝમીનપર જોઈ જોઇને હાથ જોડી રાખી ધરૂજતા ધરૂજતા કહયું.

“હંએ!” અને તે હંએ પુકારવા સાથેજ ઇસમીલદા મકોહીલાથી બેહોશ થઈ પડી, અને પોતાની આગલથી દુર થઇ પોતાનો શૌહર બળવામાં જવાનો હતો તેથી જાણે તેનો પ્રાણુબી તેના શરીરથી ઉડી જતો હતો!! વ્હારે સ્ત્રી ચરીત્ર!

“ગુલનાર, થરિઝા, ત્હમે ત્હમારી માદરની સંભાલ લો, અને જવાન તુર્ક હવે ત્હમો ત્રણ માટે મ્હારે શું કરવું? હું વઝીરે આઝમના હુકમથી જનીઝરીઓનો બળવો દબાવવા માટે જનાર છું.”

"કોઇ ફીકર નથી, પાશા મ્હેરબાન" ખલીલે કહ્યું "હું જ્યારે આ મહેલમાં આવ્યો હતો અને તે વખ્તે મ્હારી શમશીર જે લઈ લેવામાં આવી હતી તે મ્હારી શમશીર મ્હારે હવાલે કરો અને હુંબી ત્હમો સાથે બળવાખોરોને દબાવવા સારૂ જંગ કરવા તૈયાર છું."

"અને અમોબી તૈયાર છીએ." લુકાસ અને જુલીઅન પણ બોલી ઉઠયા.

"ત્હમો ત્રણે દીલેરોને બળવાખોરોને દબાવી દેવા માટે લઈ જવા સારૂ હું નીહાયત ખુશ થઇશ." પાશા બોલ્યો, અને તેનો વાકય પુરો થતાંજ ઝુલીખાં બોલી:

"અઝીઝ ચચાજાન, વઝીરે આઝમના મહાલ તરફ જવા અગાઉ મ્હારા પીદરનું ઘર આવશે તો મ્હને ત્હમે ત્યાં છોડી દેવા માટે હમણાં ત્હમારી હમરાહ આવવા દેશો એવી આશા રાખું છું."

"ગુલનાર, થીરઝા, અને અમીના, ત્હમો ઇસિમીલદા બાનુની ખીદમતમાં રહો." પાશા બોલ્યો "ખલીલ, લુકાસ, અને જુલીઅન ત્હમે મ્હારી સાથે બળવાને દબાવવા જંગ કરવા ચાલો, અને ઝુલીખાં ચાલ તુંબી અમારી સાથમાં કે રાસ્તામાં આવતા ત્હારા માબાપને મકાને હું તને છોડતો જાઉં."

ખલીલ, લુકાસ, અને જુલીઅનને હતીયાર આપવામાં આવ્યા અને તેમને તથા ઝુલીખાને લઇને પાશા થોડીજ મીનીટ બાદ બોસફરસ ઉપરની એક મોટી સુંદર નાવમાં બેસી ગયો. ગુલનાર અને થીરઝાએ પોતાની સાવકી માદર ઇસિમીલદાને હોશમાં આવેલી જોઇને પોતાના કમરામાં ચાલ્યુ મુકયું, અને પાપની પુટલી ઇસમી-

લદા અમીનાને લઇને પોતાના ઓરડામાં ગઇ.

પેલી તરફ બોસફરસના પાણી કાપીને સ્તમબુલને બીજે કીનારે જતી નાવમાં બુરકાપોશ થયલી ઝુલીખાની પાસે બેસીને ખલીલ તે પ્યારીના કાનોમાં મીઠા સબક ઉતારતો હતો તે દરમ્યાન તેને યાદ આવી ગયું કે પાશાને આપેલી પોતાની વીંટી હજુણુ પાશા પાસેથી લીધી નહીં હતી! તેણે એક નઝર નાંખીને જોઈ લીધું કે તે વીંટી પાશાના આંગલાંપર હતી.

"નામવર પાશા, આપ જો મહને પેલી મહારી આપેલી વીંટી પાછી મહને આપી દેશો તો ત્હમારાજ ફાયદામાં કોઈ સારૂ કામ બજાવી શકાશે." ખલીલે વીંટી તરફ આંગલી કરીને કહયું.

દઉલતખાન તે સાંભલીને સ્હેજ ચોંકયો, બાદ તે પુછવા લાગ્યો "આપના હાથમાં એ વીંટી કેમ આવી તે મહને આપ બતાવશો?"

"થોડાજ દીવસોની સબ્ર પછી હું આપને તે ભેદ બતાવી શકીશ." ખલીલે કહયું "મગર, હાલ તો આપ એ વીંટી મહને આપી દેશો."

"બહુજ વીચીત્ર પ્રકારના જવાન આપ છો!" પાશા મોંહ મલકાવીને બોલ્યો, અને તેણે તેમ બોલતાંજ પોતાને આંગલેથી તે વીંટી ઉતારી લીધી અને ખલીલને તે આપી દીધી.

ખલીલે તે વીટી પોતાને આંગલે ચઢાવી નહીં, મગર તેણે પોતાની જેબમાં તે મુકી લીધી.—થોડા વખ્તમાં કીનારો આવ્યો અને કીનારે ઉતરતા ખલીલે પાશાને કહયું "મ્હારા આ બે મીત્રો સાથે આપ અગર વઝીરે આઝમને મકાને જતા હોવ તો હું ઝુલી-

ખાંને તેના પીદરને ત્યાં પહોંચાડીને ત્હમારી તરફ આઉં."

"બહોત ખુબ" પાશા બોલ્યો, "લેકીન બહુ વખ્ત નહીં લગાડશો, આપ ઝુલીખાંને પહોંચાડીને વઝીરે આઝમનેજ મકાને વહેલા આવજો."

પાશા સાથે લુકાસ અને જુલીઅન વઝીરે આઝમના મહાલ તરફ ફર્યા કે ખલીલ પોતાની માશુકાને લઇને તે સુંદરીના પીદરના ઘર તરફ વળ્યો. કેદીઆસકરનું ઘર બહુ દુર તો નહીં હતું, મગર જેટલો રાસ્તો કાપવાનો હતો તેટલામાં પોતાની પ્યારી પ્રીયા સાથે ખલીલે મીઠી મીઠી વાતો કીધી. ઝુલીખાના પીદરનું ઘર આવ્યું કે ખલીલે પેલી વીટી જેબમાંથી બાહર કાઢી અને તે ઝુલીખાંને આપી દેતાં તેણે નીકાબ હટાવીને ઝુલીખાંના ગુલાબી નનના નનના હોટો પર પોતાના ગરમ હોટ દાબી દીધા. મીઠી તે લાંબી ચુમી પછી ખલીલ પોતાની પ્રીયાને છોડીને ગયો. ઝુલીખાં ઉપર ગઈ, અને ખલીલ ત્યાંથી રાસ્તે પડયો. ખલીલે પાશાને કહયું હતું તેમ કાંઈ તે વઝીરે આઝમના મહાલ તરફ ન ગયો, પણ તે તો કોઈ બીજીજ જગ્યા પર ગયો!

પેલી તરફ વઝીરે આઝમના મહાલમાં પાશા લુકાશ અને જુલીઅનની સાથે જઈ પહોંચે તે અગાઉ વઝીરના મહાલને જનીઝરીઓએ ઘેરી લીધો અને તેઓએ કેદીઆસકરને મારી નાખવા માટે વઝીરને હુકમ મોકલવાની તાકીદ કીધી. શહેરમાં ખુનપર ખુન જે થતા હતા તેથી જનીઝરીઓએ બળવો ઉઠાવ્યો હતો, સુલતાને કેદીઆસકરને જે મોહલત આપી હતી તેની દરકાર વગર જનઝરીઓએ વઝીરે આઝમને ફરમાવ્યું કે તેણે જલ્લાદને મોકલીને કેદી-

આસકરને પકડાવી તેને મારી નાખવો, અને જો વઝીર તેવો હુકમ નહીં મોકલે તો પછી વઝીરે આઝમને પોતાને મારી નાખવાની ધમકી તે બળવાખોરોએ આપી.

વઝીર લાચાર થઈ ગયો, જેથી તેણે જલ્લાદ બોસ્તેનજીને હુકમ આપ્યો કે કેદીઆસકરને પકડી લાવવો અને જેનીઝરીઓની સામે તેને કત્લ કરવો. પાશા, લુકાસ, અને જુલીઅન વઝીરે આઝમના મહાલમાં જઈ પહોંચે તે અગાઉ જલ્લાદ નીકલી ચુકયો હતો અને તેથી તે જ્યારે કેદીઆસકરને ઘરે જઈ પહોંચ્યો ત્યારે ત્યાં ઝુલીખાં જઇ પહોંચી નહીં હતી.

ઝુલીખાંને જ્યારે ઘરની નીચે પહોંચાડીને ખલીલ જતો રહયો ત્યારે તો ઉપલા માલપર કેદીઆસકર જલ્લાદના હુકમથી વઝીરના મહાલ તરફ જવા તૈયાર થતો હતો, અને કેદીઆસકરની મહોરદાર રોતી પીટતી ત્યાં ઉભી હતી.

દાદરપર હજુણતો પુરી ચઢી નહીં હતી કે ઝુલીખાંએ પોતાની માદરનો રડવાનો સાદ આવતો સાંભલ્યો. તે ગભરાઇ ગઈ, અને આંખો વીચીને જાણે ઉપર ગભરાટમાં દોડી ગઈ.

"ન લઇ જાઓ, ન લઇ જાઓ, મ્હારા પ્યારા ખાવીંદને મારવા ન લઇ જાઓ." કેદીઆસકરની મહોરદાર માતમ કરતી હતી, અને કેદીઆસકર ગમગીન આવાઝે તેને દીલાસો આપી બોલતો:

"ન રો, મ્હારી અઝીઝ પ્રીયા, ન રો, મ્હારે હવે મરવુંજ પડશે, મરવાને માટે જવુંજ પડશે."

મગર, તેજ વખ્તે અલગો દરવાઝો ઝોરથી અફાલીને પુરો

ખોલી નાંખી અંદર ધસી જતાં ઝુલીખાંએ પુકાર માર્યો "કોણુના હુકમથી મ્હારા પ્યારા પીદરને મરવું પડશે?"

"વઝીરે આઝમના" જાણે કાંઈ નવું બન્યુંજ નહીં હોય તેમ તે જલ્લાદ ધીરેથી બોલ્યો.

"ખબરદાર!" ઝુલીખાએ વધારે ઝોરથી પુકાર માર્યો "મ્હારા પીદરને મારી નાખવા માટે હુકમ આપવાનો વઝીરે આઝમને કોઇ હક નથી."

"સુલતાન સીવા કોઇબી વઝીરે આઝમને અટકાવી શકતો નથી, બેટી." દુખી કેદીઆસકરે કહયું "અને બીજા કોઇનાબી હુકમથી વઝીરનો હુકમ વધારે છે."

"હું ખુદ સુલતાનના હુકમથી જલ્લાદને હુકમ કરૂં છું કે તેણે હીંયાથી એકદમ ચાલી જવું." એક શેરની જેમ ગડગડાટ કરે તેમ ઝુલીખાંએ ગડગડાટ કીધો.

"સુલતાનના હુકમથી? "જલ્લાદે અજાયબ થઇને પુછ્યું "તેનો સુબુદ? તેની સાબેતી?"

"આએ વીટી." ખલીલની આપેલી વીટી ઝટ જેબમાંથી નીકાલીને તે બતાવતા ઝુલીખાંએ ગર્જના કીધી "આએ વીટીના હુકમથી હું ત્હમને હુકમ કરૂંછું કે ત્હમે મ્હારા બાપને છોડો, એકદમ હીંયાથી ચાલ્યા જાઓ."

અને પત્થરના એક પુતલાં મીસાલ તે વીટીને ટીકી ટીકીને જોઈ લઇ તે શેરદીલ જલ્લાદ એક બુઝદીલ બકરાની મીસાલ નરમ થઈ ત્યાંથી ચાલી ગયો।

જલ્લાદ બોસતનજી ઝુલીખાએ બતાવેલી પેલી વીટીથી માત થઇને કેદીઆસકરને લીધા વગર ત્યાંથી ચાલી ગયો, કે તેના જવા બાદ ધસાધસ રડી પડીને ઝુલીખા એકદમ દોડી જઈ પોતાની માદરને ગળે વલગી પડી. બેઉ મા દીકરીઓને રડતી જોઇને કેદી-આસકરની આંખોથીબી પાણી વહેવા લાગ્યાં.

પેલી તરફ ખલીલ વઝીરે આઝમને મકાને જવાને બદલે બળવાખોર જનીઝરીઓની છાવણી તરફ ગયો. છાવણીની બાહર બળવો મચાવવા અને બળવો કરીને કેદીઆસકરનું ખુન કરવા તથા સુલતાનને ગાદીએથી ઉઠાડી મુકવા માટેના ઇશતીહારનામાને ચીટકા-વેલું હતું જેને ફાડી તોડી નાખવાનું ખલીલે મન કીધું, મગર તે થોભી ગયો અને તેણે લોહીનો ગોટ ગલીને છાવણીના દરવાઝાની બાહર ઉભેલા સંત્રી તરફ ચાલુ મુકયું. તેણે જતાંને વાર સંત્રીને કહયું " દરવાઝો ખોલો."

સંત્રીએ દરવાઝો ખોલ્યો, મગર તેણે ખલીલને જવા દેવાને બદલે સવાલ કીધો " કોણ છો?"

" મ્હને ત્હમારા આગા સાથ કામ છે" ખલીલે કહયું.

" ત્હમારેથી ત્યાં નહીં જવાશે" સંત્રી બોલ્યો.

" મ્હારેથી નહીં જવાશે?" ખલીલ દમામથી પુછવા પડયો " હું ત્હારા અફસરનો દોસ્ત છું–દુશમન નથી, અને જો તેટલા ખુલાસા પછીબી તું મ્હને જવા દેવા નહીંજ માંગતો હોય તો ચલાવ શમશીર, હું મ્હારી આએ તલવારથી તૈયાર છું."

અને તેમ બોલતાંજ ખલીલે પોતાની શમશીર મ્યાનથી બાહર ખેંચી કાઢીને એક શેરની માફક ધુરકયો " મ્હને દાખલ નહીં થવા

દેશે તો ત્હારા સર વગરના ધડપરથી હું આસાન પસાર થઇ જઇશ."

સંત્રી પોતેબી વાઘ હતો, મગર ખલીલના ચહેરા અને દમામમાં તો સીંહનો તાબ નઝર આવતો હતો! સંત્રીના શરીરમાંથી કોઇ અણુદીઠ ધ્રુજારણી પસાર થઇ, તે ખુદ ગોયા બેખબર થઇ ગયો, કુદરતી તે બકરાની મીસાલ લાચાર બની રહયો, અને તેણે પોતાનું હત્યાર નમાવી કહયું: "હુઝુર, સીધારો અંદર."

"હું ત્હારા અફસરને એક મીત્ર દાખલ મલવા જનાર છું" ખલીલ બોલ્યો "અને જો તેં ઝીદ્દ પકડીને મ્હને અટકાવ્યો હતે તો જાનથી બેજાન થઇ જતે, લેકીન, જ્યારે તેં મ્હારી સાથે સુલુકાઇ વાપરી છે તો તું ઇનામને લાયક છે. લે, આ ઠેલી લે અને જઇને મીત્રો સાથ મજાહમાં મશગુલ થજે." એમ બોલીને પૈસાથી ચીકાર ભરેલી એ ન્હાની ઠેલી પોતાના કબાની જેબમાંથી ખેંચી કાઢીને ખલીલે તે સંત્રીને આપી જે લઇ તે ઘણો ખુશ થયલો જણાયો.

ખલીલ જનીઝરીઓના અફસરના તંબુ તરફ ગયો, જે તંબુ સાપાહોની છાવણીથી અલગ શણગારેલો હતો. તેને જતો જોઇને સંત્રી બડબડયો "એ કોણ બહાદુર શેર હશે કે જેની સામે શમશીર તો શું મગર એક આંગલીબી ઉઠાવવાની હીમત હું કરી શકયો નહીં, પવીત્ર કુદરતે મ્હારા હાથ પગનેજ ગોયા જડ કરી નાંખ્યા, અને એ દીલનોબી કેટલો દીલાવર? વ્હા, આએ ઠેલી સુન્હેરી સીકકાથી ભરપુર છે! શાબાસ, અએ દરીયાવ દીલ શેર શાબાસ." અને ખરા દીલથી તેમ બોલીને ખલીલથી અંજાઇ ગયલો તે સંત્રી દરવાઝો બંધ કરી પહેરો ભરવા લાગ્યો.

અફસરના તંબુ આગલ જઇ પહોંચતાં ત્યાં બીજો સંત્રી પહેરો

ભરતો હતો જેણે કાંઇ સવાલ નહીં કીધો, મગર ખલીલેજ તેને પુછ્યું "આગા પોતાના સાથીઓ સાથે છે?"

"જી." સંત્રીએ સર નમાવ્યું, અને તે પછી ત્રણ હબશી ગુલામો જે તંબુના દરવાજાપર બેઠેલા હતા તેઓએ ઉઠીને ખલીલને ઇજ્જત આપી, અને તેને તંબુમાં જવા દેવા માટે તંબુના દરવાજા ઉપરની ઝાલર હટાવી.

ખલીલ તંબુમાં દાખલ થયો. આરાસ્તા દીવાનની એક ઉંચી જગ્યાપર મખમલી કુરસીપર જનીઝરીઓનો તે અફસર બેઠેલો હતો, જેના માથાપર ચામડા અને સુફેદ રૂવાંટીની એક ટોપી હતી જેપર સોનાનો બનાવટી ચાંદ મુકેલો હતો. તે પચાસ વરસની ઉમરનો પીલતન શખ્સ હતો, તેની આસપાસમાં નીચાણે જમણા અને ડાવા હાથપરની લાંબી ને લાંબી લાઇને દશ દશ કુરસીઓ મુકેલી હતી જે પર તેના હાથ નીચેના સરદારો બેઠા હતા, જેમની દરેકની પાસે હુક્કો મુકેલો હતો, અને ન્હાની ન્હાની મેજ પર કાફી અને શરબતની જામ હતી.

ખલીલ અંદર દાખલ થયો કે તેને જોઇને બધા તઅજ્જુબ રહયા. કેમજે તે તેમની બધાની આગલ અજાણ્યો હતો; છતાંબી ખલીલનો દમામદાર દેખાવ અને તેનો ખુબસુરત ચહેરો જોઇને તેઓ ગાયા ડંગ થઇ ગયા!

"એ શું ખરી વાત છે, આગા" ખલીલે જનીઝરીઓના તે સરદારને તેની ઉંચી જગ્યાપર બેઠેલો જોઇ તેના તરફ નજર ઉઠાવીને પુછયું "કે તમે જનીઝરીઓના અફસર તરીકે આ બળવો કરવામાં શામીલ છો?"

"એ સવાલનો જવાબ ત્યારે આપવામાં આવશે કે જ્યારે અમને માલમ પડશે કે એ સવાલ શા હક્કથી પુછવામાં આવે છે, અને અમને કોણ સાથ કામ છે." જનીઝરીઓના અફસરે દમામથી કહ્યું.

"તહમારા સવાલોનો જવાબ મલી શકશે નહીં." ખલીલ વધારે દમામથી બોલ્યો, અને તેને માટે એક ખાલી કુરસી જે મુકવામાં આવી તે પર બેસી જતાં તેણે પોતાની નઝર ગુસ્સાભરી કીધી.

"પણ તહમે અમને કયા હકકની રૂએ સવાલ કરો છો, તહમારૂં નામ શું છે, તહમારી મતલબ શી છે તે બાબદની ખબર આપો નહીં ત્યાં સુધી તો તહમે ત્યારે અમારી આજની આ સભામાં શામીલ થઈ શકશો નહીં." આગાએ કહ્યું.

"અને હું આપને કહું છું કે હું તહમારા એ સવાલોના જવાબ આપી શકતો નથી." ખલીલ બોલ્યો "અને તેમ કરવામાં મ્હારૂં અને તમારૂં ભલુંજ હું જોઉં છું. હું સ્હમજી શકયો છું કે તહમને ફર્ઝીયાત બળવામાં ઘસડવામાં આવ્યા છે, તહમે બધા જે હીંયાં બેઠા છો તેમને એક ઘણા મોટા અપજશ ભર્યા કામમાં શામીલ થવાની ગોયા ફર્ઝ પાડવામાં આવી છે. તહમો ભલા છો, મગર તહમને ભુંડા થવાની ગોયા છેડતી કરવામાં આવી છે."

ખલીલ એવી તો સભ્યતા અને દમામથી તે વાકયો બોલ્યો કે ત્યાં બેઠેલા સઘલાઓ જાણે તે અજાણો હતો તે ભુલી ગયા, અને પોતાના સાથીઓમાંનો હોય તે મીસાલ તેની તરફ પુર વીશવા-સથી જોવા લાગ્યા અને તેના બોલવાપર ખુબ ધ્યાન આપવા પડયા.

"આપ બધાઓ તહમારા દરજ્જાને માટે મગરૂર છો."

ખલીલ આગલ બોલ્યો "અને, આગા, અગર જો હું કાલે ત્હમને રાસ્તામાં મળું અને તે વખ્તે ત્હમારી તરફ આંગલી ઉઠાવીને એમ કહું કે: 'આ માણુસ ચાલીસ હઝાર જનીઝરીઓનો સરદાર નથી, પણ ચાલીસ હઝાર માલીકોનો ગુલામ છે'—નો, નો, તે વખ્તે ત્હમે શમશીર નીકાલીને મ્હને કત્લ કરવા તૈયાર થઈ જાઓ. અને, ત્યારે તે છતાંબી ત્હમે હાલમાં શું છો? કાંઈજ નહીં, મગર ચાલીસ હઝાર સીપાહોના ફરમાવ્યા મુજબ કામ કરનારા એક નોકર મીસાલ છો. હું બહુ દીલગીરી સાથે કહું છું કે ત્હમે ત્હમારા નોકરોના આકા નથી મગર તે નોકરોના ગુલામ છો. અમીરી દરજ્જાના ઓ નેક સરદાર, તું તારા સીપાહોના હાથોમાં એક રમકડા મીસાલ ના બન, મગર તે લોકને તું ત્હારા રમકડા મીસાલ બનાવ. તેઓથી તું ના દોરવા, પણ એક ખરા સરદાર તરીકે તું તેઓને દોરવી લઇ જા. તે લોક ગુસ્સામાં આવી જઇને સરકશ થઈ જઇ બલવો ઉઠાવે તો ત્હારી સ્હમજ શકતી વાપરીને તેમને શાંત કર, સ્હમજાવ, તેમને હુકમ કર કે સરકશ નહીં થાય. આગા, યાદ રાખ કે નરમીથી જેટલું કામ નીકલી આવેછ તેટલું ગરમીથી નથી નીકલતું. આપણે નરમ થઇને જો કામ લઇએ તો એક બાલથી એક આખા પાહાડને ખેંચી શકીએછ."

ખલીલના તે બોલવાની અસર ઘણીજ થઇ: તેને માટે તે છોટીસી સભામાં ઘણી મોટી ઇઝઝત બરપા થઈ. આગા તો કાંઇજ બોલ્યો નહીં, મગર તેની પાસે બેઠેલો એક અફસર પોતાની દાઢી પસવારતા પસવારતા બડબડયો "પાક અલ્લાહ સર્વથી મોટો છે.— આ જવાનના શબ્દોમાં સચ્ચાઈ ભરેલી છે."

અને તેના ટેકામાં તેની પાસે બેઠેલોબી બોલી પડયો "પાક

ખુદાનો ગોયા મોકલેલો આ ફીરીસ્તો છે, એના બોલવામાં બેશક વજુદ છે."

"પાક અલ્લાહ! શું સાંભલવા અને સ્હમજવા લાયક વાત એ જવાને કીધીછ કે જેનો મુકાબલો નથી." ત્રીજો બી બોલ્યો, જે સાંભલીને હવે તેઓના સરદારે કહયું:

"બેશક, ત્હમો જવાનનું બોલવું રાસ્ત છે, મગર બોલો, બોલો કે સ્ટમબુલમાં ખુનપર ખુન જે થતા રહયા છે ને જે માટે શોરો ગુલ મચી રહી છે તે વાત ખોટી છે?"

"કદી નહીં" ખલીલ બોલ્યો "આગા તે વાતની હું ના પાડતો નથી, મગર ત્યારે મ્હને બી પુછવા દો કે ત્હમે એ ખુન માટે શું કરી શકયા છો? ત્હમારા ચાલીસ હઝાર સીપાહો એ ખુનને દબાવવા માટે શું કરી શકયા છે? બોલો, બોલો, આગા, જવાબ આપો."

હવે આગા દમામથી બોલ્યો "અમને કાંઈ છુપી પુલીસની ફરઝ બજાવવાની નથી."

"શાબાસ" ખલીલે પુકાર્યું "ત્યારે જયારે ત્હમારા જેવાઓ છુપી પુલીસની ફરઝ નહીં બજાવે, તો શું ત્હમે એવી આશા રાખો છો કે ટુર્કસ્તાનના સુલતાને પોતે તે ફરઝ બજાવવી?"

"તેમ કોણ કહે છે?" આગા પુછવા પડયો.

"ત્હમે" ખલીલે ઝટ કહયું "ત્હમે સુલતાનને ગાદી ઉપરથી ઉઠાડી મુકવા તૈયાર થયા છો, ત્હમારા સીપાહો સુલતાનને પદભ્રષ્ટ કરવા રાઝી થયા છે, તો પછી એની મતલબ શું છે? એજ કે શહેરમાં થતા ખુનોના ખુની પકડાતા નથી તો તેથી સુલતાનને

ગાદી પરથી દુર કરવા !! જુઓ તૂમારા સીપાહોની અક્કલ. જે કામ તૂમારેથી અને તૂમારા સીપાહોથી બનતું નથી તેજ કામ તૂમે સુલતાન પાસે બનાવવા માંગોછો, અને તે જ્યારે સુલતાનથી બનતું નથી તો તૂમે તેના તખ્તોતાજ છીનવી લેવા માંગોછો ! શું આ બહુજ તઅજ્જુબની વાત નથી ?"

ત્યાં બેઠેલા બધાઓએ દાંતમાં આંગલી કરડી લીધી. અને ખલીલની રાસ્ત દલીલપર વ્હા વ્હા કરવા લાગ્યા.

"ઓ આગા" ખલીલ આગલ બોલ્યો "તું એક રાસ્તગો આદમી છે-તું શાનાવ દાનીશમંદ છે, તો ખ્યાલ કર કે નામવર સુલતાનનો એમાં શું ગુન્હો છે. કાંઇજ નહીં. જેમ તૂમને અને તૂમારા ચાલીસ હઝાર સીપાહોને પોતપોતાનું કામ તપાસવાનું છે તેમજ નામવર સુલતાનને પોતાની ફર્ઝ અદા કરવાની છે, નહીં કે શહેરના ખુનીઓને પકડવા ! ખુની કે ખુનીઓ ન પકડાય તો તેમાં બીચારો સુલતાન શું કરે ? અને તેમાં વઝીરે આઝમબી શું કરશે ? સુલતાનને પદભ્રષ્ટ કરવા યા વઝીરે આઝમને કત્લ કરવા એ તો સીર્ફ નાદાની કરવા મીસાલ છે. જે લોકથી જે કામ બની શકતું ન હોય તે કામને માટે તેમની તરફથી આશા રાખવી એ ફુઝુલ આશ છે."

"ખરી વાત છે" સોચ કરીને આગા બોલ્યો "મગર, ત્યારે પુલીસના અફસર કેદીઆસકર માટે આપ શું કહેવા માંગો છો ? તે જોખમદાર છે કે નહીં ?"

"હવેજ તૂમે સીધી રાહપર આવ્યા" ખલીલે સ્હમજાવ્યું "બેશક, હસન-એફેન્દી તે માટે જોખમદાર છે ખરા. વલેકીન યાદ રાખવાની વાત છે કે નામવર સુલતાને તેવણને જે મોહલત આપી છે તે

હજુણ ખતમ થઇ નથી તો હવે બોલો કે તેમાં ઇન્સાફ કયાં છે કે આપેલી મુદ્દતની આગમજ તહમે કેદીઆસકરને કતલ કરવા તૈયાર થયા છો? જુઓ, મ્હારૂં સાંભલો, આગા, મ્હને જ્યાં સુધી ખબર છે ત્યાં સુધી કેદીઆસકરે ખુનની બાતમી કાંઇક મેલવી છે, મગર તે સંપુર્ણ મેલવી શકાઇ નથી, અને જો તહમે હમણાંથીજ બળવો જગાડવાની ધમકીએ કેદીઆસકરને ઝીબાહ કરાવશો તો યાદ રાખજો કે ખુની ફાવી જશે—સ્તમબુલના જે ગુલેગુલાબ જેવા જવાનો ખુનના ભોગ થઇ પડયા છે તેમના ગુન્હાગારો સાફ છટકી જશે. સબ્ર કરો, ધીર ધરો, આગા, કેદીઆસકરને મારી નાખવા યા નખાવવાની ઉતાવલ નહીં કરો, બળવો હમણાં નહીં જગાડો, હસન-એફેન્દીને સુલતાને આપેલી મોહલતની છેલ્લી પળ સુધી થોભી જાઓ, અને જો પછી ખુન કરનારાઓ ન પકડાય તોજ પુલીસના તે અફસરને મારજો. અગર તહમે કેદીઆસકરને બદલે મ્હારાંમાં વીશવાશ મુકતા હોવ તો રીફ્ બીજા ત્રણ દીવસ સબ્ર ધરો, કેદીઆસકર અગર ખુનીઓને ન પકડશે તો હું પોતે ખુનીઓને પકડીશ."

"મગર, તહમેં કોણ છો?" આગા અજાયબીને મારે પુછવા પડયો.

"એક ભેદી શખ્સ" ખલીલે જવાબ આપ્યો "હું કોણ છું તે સવાલ ન પુછો. અગર મ્હારેથી ત્રણ દીવસમાં ખુની નહીં પકડાયા તો ચોથા દીવસે બળવો કરજો, પુલીસના અફસરને ઝીબાહ કરજો. હાલમાં તો તમામ તહમારા જનીઝરીઓને હુકમ કરો કે શાંત થાએ."

"હવે તે કેમ બની શકશે!" જનીઝરીઓનો સરદાર હોલા બહાણાથી બોલવા લાગ્યો.

"નહીં બની શકશે!" ખલીલ ગુસ્સાથી પુકારી પડયો "અગર

જો તેવોજ ઇરાદો હોય તો એક દહેશતનાક ખબર સાંભલવા તૈયાર થઈ જાઓ. એમ ના સમજતા કે ત્હમારા ચાલીસ હઝાર સીપાહો પેલી સામેની જગ્યાપર મુકામ કરી રહેલા છે તે બધા સલામત છે.”

“ હંએ!” જાણે એક આવાઝ હોય તેમ બધા પુકારી પડયા.

“ હા—ત્હમારા તમામ સીપાહોની છાવણીની નીચેની ઝમીન પોકલ છે. ત્યાંથી સુલતાનના મહેલ તરફ જવાનું એક ભોંયરૂં છે. તે પોકલ ઝમીનમાં બારૂત ભરેલું છે. સીફ મ્હારા એકજ ઇશારાએ ત્હમારી આખી છાવણી નીચેનો તે બારૂત સલગી જશે–તમામ ત્હમારા સીપાહો ટુકડે ટુકડા બનીને તબાહી પામશે.

“ તું કોણ છે? હવે તુંને ખુલાસો આપ્યા વગર ત્હારો હીંયાથી છુટકો નથી.’ ગુસ્સાથી ગરમ આગ થઇ જઇને જનીઝરીઓનો તે સરદાર પુકારી ઉઠયો.

“ હું કોણ છું !” ખલીલ બોલ્યો, અને તે ઉઠીને તે સરદાર આગલ જતાં બોલ્યો “ એકજ શબ્દ, આગા,. ત્હમારા અકેલાના કાનમાં એકજ શબ્દ. અને ત્યારેજ ત્હમે જાણુશો કે હું કોણ છું અને મ્હને શી સત્તા છે,

એટલું બોલતાં ખલીલ જનીઝરીઓના તે સરદારની લગોલગ ગયો, અને તેના કાનમાં તેણે કાંઈ કહયું. તેજ વખ્તે તેણે પોતાના આંગલાં તે સરદારના અજાયબીને મારે ખુલી જતાં હોટોપર દાબી દીધાં, અને પછી તે આંગલાં ઉઠાવી લઇ નીચે ઉતરી પાછો પોતાની બેઠક તરફ ગયો, પણ ત્યાં જઇને બેસવાને બદલે અદબ વાલીને તે ઉભો રહયો, અને જનીઝરીઓના સરદાર તરફ જોવા લાગ્યો.

"ત્હમારા પગની ખાક મ્હારા સરપર" તે મગરૂર સરદાર હવે નરમ બની જઇને ઘણી નમનતાઇથી બોલ્યો "ખલીલ નામવર, મ્હારા તમામ ખઝાનાને ભોગેબી હું મ્હારા જનીઝરીઓને શાંત કરવા તૈયાર છું. હું મ્હારા સીપાહોમાં ઇનામ વ્હેંચી આપું છું અને તેમને ખુશી કરી તેમને બળવો જગાડવાથી બાઝ આવવા સ્હમજાઉં છું."

"મરહબ્બા" ખલીલ બોલ્યો "આફરીન. હું નેહાયત ખુશ છું. અને ત્હમારી લાયકીથી ખુશી થઇને હું આપને એક નાચીઝ ભેટ આપું છું." એમ બોલતાંજ ખલીલે પોતાના કબાની અંદરની બાજુમાં હાથ નાંખ્યો અને જેબમાંથી એક જહવાહીરદાન ખેંચી કાઢી તેને ખોલ્યું. તે ન્હાનો દાબડો ખુલતાંજ ત્યાં ચલકાત ચમકાત ફ્યલાઇ રહયો, અને તેમાંના કીમતી નંગો ત્યાં બેઠેલાઓની આંખોને આંજી નાંખવા લાગ્યાં. ખલીલ તે જવાહીરોનો દાબડો જનીઝરીઓના સરદારના હાથમાં મુકવા આગલ વધ્યો, સરદાર તે જોઈ નમીને પોતાની જગ્યા પરથી ઉઠી નીચે આવ્યો. ખલીલે બાઇજ્ઝત તેના હાથમાં તે દાબડો મુકયો, અને પછી તે બધાને નમીને ત્યાંથી ચાલી ગયો.

ખલીલના જવા પછી જનીઝરીઓના અફસરે પોતાના હાથ નીચેના તે સરદારોને હુકમ કીધો "જાઓ, ત્હમે ત્હમારી ટુકડીઓને હુકમ કરો કે સ્હવારના બળવાનું નામોનીશાણુંબી ન લે."

અને, હવે, ત્યારે આપણે વઝીરે આઝમના મકાન તરફ જઇશું.

જલ્લાદ બોસ્તનજીને વઝીરે આઝમ તરફનો એવો હુકમ ખાનગીમાં આપવામાં આવ્યો હતો કે સરકશ બળવાખોરોને ખુશી રાખવા માટે તેણે રાસ્તામાંજ કેદીઆસકરની કતલ ચલાવીને તેનું

કપાએલું સર એક નેજાપર મુકાને તે સરને ભર બાઝારમાં સુલતાનીઆના મીનારા ઉપર મુકવું કે જેથી તમામ બળવાખોરો તે સરને જોય અને શાંત પડે.

મગર, આપણે તો જોઇ આવ્યા છીએ કે ખલીલની પેલી ભેદી વીંટીથી કેદીઆસકરની બેટી ઝુલીખાંએ જલ્લાદના હાથમાંથી પોતાના પીદરને છોડવ્યો હતો.

વઝીરે આઝમના મકાનથી જલ્લાદના જવા પછી વઝીર સાથે હકિલતખાન પાશા મસલહત કરવા બેઠો અને તે મસલહતમાં ઘણો વખ્ત નીકલી જવા પછી હકિલતખાન પોતાની સાથમાં આવેલા લુકાસ અને જુલીઅનને મલ્યો. ઘણો લાંબો વખ્ત નીકલી જવા છતાંબી ખલીલ આવ્યો નહીં હતો તેથી હકિલતખાન વીચારમાં પડયો અને તેણે લુકાસ અને જુલીઅન સાથ તે બાબે ગુફતેગુ કરતાં કરતાં શક બતાવ્યો કે મબાદા ખલીલને કોઈ મોટો અકસમાત થયો હોય અને તેથીજ તે આવી શકયો નહીં હોય!

વલેકાન, હવે ખલીલને ઢુંડવા શોધવાનો તે વખ્તજ નહીં હતો, એક એક મીનીટ જે જતી હતી તે મીનીટમાં બાહર ઉભેલા સીપાહોબી જનીઝરીઓના ટેકામાં બળવો કરવાનો પુકાર ઉઠાવતા હતા અને તેથી વઝીરે આઝમ તથા હકિલતખાન ફીકર અંદેશામાં પડી જતા.—આખીર વઝીરે આઝમના હુકમથી હકિલતખાન પાશા પોતાના બન્ને સાથીઓ લુકાસ અને જુલીઅન સાથે બાહર પડયો અને તેણે એક જુસ્સાદાર ભાષણ કરતાં સીપાહોને શાંત થવાની અર્ઝ કરીને કહયું "શહેરમાં થતા ખુનો માટે મ્હારો બાઇ તે પુલીસનો અફસર હસન અફેન્દી જોખમદાર છે અને તેને માટે તેને

મારી નાખવા જલ્લાદ ઓસતનજી ગયો છે. જલ્લાદે અત્યાર સુધીમાં તેને મારી નાખ્યોજ હશે, અને તેનું સર નેજાપર ચઢાવી સુલતાની આના મીનારાપર મુકયુંબી હશે. તહમે ચાલો, હું તહમને તે સર મીનારાપર મુકેલું બતાઉં જેથી તહમારી ખાત્રી થશે.”

“અગર તહમારી વાત ખરી નહીં હશે તો.” ટોળાંમાંથી આવાઝ ઉઠી રહયો.

“મ્હારી વાત ખરી નહીં હશે તો.” દઉલતખાન ગુસ્સામાં ને ગુસ્સામાંજ બોલ્યો “તો મ્હારૂં સરૂ મ્હારા ભાઇને બદલે તહમે ઉતારી લેજો.”

“ચાલો, ચાલો, સુલતાનીઆના મીનારા પાસે.” પુકાર ઉપર પુકાર પડી રહયો, અને દઉલતખાન તે સાંભલી પોતાના ઘોડાપર બેસી ગયો તથા લુકાસ અને જુલીઅનબી ઘોડેસ્વાર થઇ ગયા.

તે સીપાહોની સરદારીમાં દઉલતખાન હતો, અને તેના જમણા ડાવા હાથપર લુકાસ અને જુલીઅન હતા, અને તેમની પાછલ સીપાહોનું એક મોટું ટોળું ચાલતું હતું.

સુલતાનીઆના મીનારા આગલ પહોંચતા જ્યારે ત્યાં કાંઇ જણાયું નહીં, કેદીઆસકરનું માથું મીનારાપર મુકેલું નહીં દેખાયું. ત્યારે સીપાહોમાં મોટો શોર ઉઠી રહયો.

“પાશા નામવર.” એક અફસરે દઉલતખાનની નઝદીક આવીને કહયું “સીપાહો બેદીલ થઇ ગયા છે, તેઓ કહે છે કે તહમે તેઓને બનાવ્યા છે,–ઠગ્યા છે. અને હવે તેઓ———”

"મ્હારા ભાઇને બદલે મ્હારૂં સર માંગે છે." પાશા વચ્ચે બોલી પડયો.

"હા નામવર." પેલા અફસરે કહયું.

અને તેજ વખ્તે પુકાર ઉઠી રહયો: "કેદીઆસકરનું સર. નહીં તો, દઉલતબાન પાશાનું સર."

"સીપાહો" હવે દઉલતબાન મોટેથી બોલ્યો "સીપાહો, હું મ્હારા વચનથી બેવચન હરગીઝ થનાર નથી. તમને કેદીઆસકરનું સર નથી મલ્યું, તો મ્હારૂં સર તૈયાર છે—ચલાવો શમશીર, ઉતારી લો મ્હારૂં સર."

નહીં, કદી નહીં, કદી નહીં." લુકાસ વારીલો તુરતજ મ્યાનથી શમશીર નીકાલીને જુનુનથી બોલી પડયો. "નામવર દઉલતબાન પાશાનું સર જ્યાં સુધી હું સલામત છું ત્યાં સુધી તો ઉતરવા દેનાર નથી."

"બેશક-બેશક" હવે જુલીઅન તેટલાજ જુનુનથી તલવાર ખેંચી કાઢીને બોલ્યો "જેણે દઉલતબાનનું સર લેવું હોય તેણે પહેલાં મ્હારી સાથે લડવું, મ્હને મારવું, અને પછીજ દઉલતબાનું સર ઉતારવું."

મગર, તેજ વખ્તે મોટો શોર ઉઠી રહયો "નાદાન જવાનો, સંભાલો!"

દઉલતબાન પાશાની અસલી લોકપ્રીયતા ઝટ ખતમ થઇ ગઈ, અને સીપાહોમાંના ઘણાકો પાણીના મોજાં મીસાલ આગલ ધસી

આવતા પુકારી પડયા "આપણને ઠગનારને કત્લ કરો! નાદાન એ ગ્રીકોને ખત્મ કરો."

અને તેજ વખ્તે દઉલતબાન, લુકાસ, અને જુલીઅનના જાન તેમના શરીરને છોડી જતે અગર જો સીંહની ગર્જના મીસાલ એક ઠહરાવનારો આવાઝ ત્યાં ઉઠી નહીં રહયો હતે તો!

"ઠયરો!" યકબયક ત્યાં એક અજનબી ઘોડેસ્વાર ધસી આવીને શેર ગડગડે તેમ ગડગડાતથી બોલ્યો "ઠયરો—ન મારો."

અને તે આવાઝથીજ શમશીરો ત્યાંની ત્યાંજ અટકી પડી, અને ડોકાં તે આવાઝના કરનારના ચહેરા તરફ ફર્યાં. તે કોણ હતો?

ખલીલ પોતે પાક ખુદાના ફીરીસ્તા મીસાલ તેજ વખ્તે ત્યાં બચાવમાં આવી લાગ્યો હતો!

"આ રમખાણની મતલબ શું છે?" સીપાહો તરફ ગુસ્સાના અંગારથી ભરેલા ડોળા કરીને ખલીલે પુછયું.

"એની મતલબ એ છે" એકે આગળ વધીને કહયું "કે અમને ઠગવામાં આવ્યા છે—અમે અમારી સાથે દગલબાઝી ચલાવનારાઓને ઝીબાહ કરશું—અને અમો બળવાખોર જનીઝરીઓને મલી જઈશું!"

"ખામોશ!" ખલીલે પુકાર્યું "શાંત થાઓ. બળવાખોર જનીઝરીઓ પોતેજ શાંત થઈ ગયા છે તો તહમેબી શાંત થાઓ—જનીઝરીઓ પોતેજ નામવર સુલતાનની તરફેણમાં નામવર સુલતાનના વફાદાર સીપાહો મીસાલ ફરીથી વફાદાર થયા છે તો તહમેબી—

વફાદારજ રહો.–સરકશ ન બનો–શાંત થાઓ."

"આ વળી નવી ઠગબાઝી છે!" પેલાએ પોતાના સાથીઓ તરફ ફરીને મસખરી કરતાં કહયું "અજનબી શેર! ઓ અજનબી શેર, તહમારા બોલવામાં સચ્ચાઇ છે તેનો કોઇ સુબુદ ?"

"હું સાચ્ચુંજ બોલુંછ—અને બળવાખોરો શાંત થયા છે તેનો સુબુદ જો જોઇતો હોય તો ઝરા આગલ વધો, જુઓ પેલી ટેકડીની અતરાફમાં આવેલી જનીઝરીઓની છાવણીમાં સુલેહનો પ્રકાશ પથ-રાઈ રહયો છે, જે નીશાની બતાવવામાં આવેછે તે સુલ્લેહની નીશાની છે. અને તે ઉપરાંત દશ મીનીટ પછી બારૂટના ત્રણ આવાઝો ઉઠી રહેશે જેથી તહમારી પુરી ખાત્રી થશે."

અને પેલી નીશાની જોવા પછી ખરેખરજ દશ મીનીટ બાદ ત્રણ આવાઝો હવામાં ઘુમી રહયા, અને તે સાંભલીને ઉશકેરાયલા સીપાહો શાંત થયા.

સરકશ જનીઝરીઓનો બળાવો સમી ગયલો જાણી સીપાહોબી શાંત થયા; અને તે પછી શાંતી સાથેજ પાશા, ખલીલ, લુકાસ, જુલીઅન સાથે રવાના થયા. ચારે ઘોડેસ્વારો વઝીરે આઝમના મકાન તરફ જતા હતા જે વખ્તે પાશાએ ખલીલને કહ્યું "ખલીલ, મ્હારી ઝીંદગી માટે હું પહેલા પાક ખુદાનો અને પછી તહમારો આજે અહેશાનમંદ થયો છું: મ્હારા તરફથી ઉપકારના શબ્દો કબુલ રાખશો! લેકીન, એ બધા ભેદની મતલબ શું છે?"

"કયા ભેદ? શી મતલબ?" ખલીલે હસીને પુછ્યું.

"પહેલાં તો હું એમ પુછું કે જલ્લાદના જવા છતાંબી મ્હારા

ભાઈ કેદીઆસકરનો જાન કેમ બચ્યો?" પાશાએ પુછયું.

"પાક પરવરદેગારની મદદથી" ખલીલે કહયું "પાક ખુદાનો હુકમ નહીં થયો અને તેથી જલ્લાદ જાન ન લઈ શકયો."

"મગર, જનીઝરીઓનો બળવો? તે કેમ યક-બ-યક સમી ગયો?" દઓલતખાને બીજા સવાલપર નજર દોડાવી.

"એક વાત જે મેં જનીઝરીઓના આગાના કાનમાં કહી તેથી." ખલીલે જવાબ આપ્યો "મેં ધાકી આપી કે અગર જો બળવો દબાવી દેવામાં નહીં આવશે તો બળવાખોરોની આખી છાવણીની નીચે જે બારૂદ ભરેલો છે તે સલગાવી દેવામાં આવશે અને તમામ જનીઝરીઓનો ચુરેચુરો થઇ જશે." અને ખલીલ તેટલું બોલી હાથપર હાથ ઠોકી ખુબ હસ્યો.

"અજાયબ પ્રકારના વીચીત્ર માણસ છો! કેવી ઉમદા સમય સુચકતા?" દઓલતખાને ખલીલની તારીફ દીધી.

"ખમોશ, નામવર!" ખલીલ બોલ્યો "અ.પણી પાછલ સીપાહો આવે છે, જો કે થોડે દુર છે તોબી તેમને જો એ પ્રપંચનો સંસારો ગયો તો પછી એમાંનું કોઇ કુદશે, જનીઝરીઓના આગાને ખબર આપી દેશે, અને બુઝાયલી આગ પાછી સલગશે!"

"હવે ત્યારે એ આગને બુઝાવવા માટે આપને મોટું ઇનામ મલવું રવા છે." પાશાએ કહયું.

"તો ઇનામમાં ઇનામ એજ કે અમો ત્રણે મીત્રોને પાછા તહમારા મહેલમાં લઇ ચાલો, અને ત્રણેની શાદી આબાદી કરી નાખો." ખલીલે હસી હસીને કહ્યું.

"કબુલ! મગર, પેલી શર્ત તો પુરી થવીજ જોઇશે" પાશા બોલ્યો "મ્હારે માણસો મોકલીને ત્હમો વાસ્તેની ખબર તો કાઢવીજ પડશે."

"કાઢો." ખલીલે કહ્યું "કાઢો, અને તેટલાં વલી પછા દર સ્હાંજે વાર્તા કરશું અને વાર્તા સાંભલશું."

"ચાલો ત્યારે વઝીરે આઝમને ઘરે જઇને તેવણને દીલાસો અને સબુરી આપીને પાછા મ્હારા મહેલમાં જઇએ." પાશા બોલ્યો.

"તો ઠીક, ત્હમે જાઓ વઝીરના મકાન તરફ" ખલીલે કહ્યું "અને હું જાઉંછ આએ ઘોડો જેણે મ્હને ઉછીનો આપ્યો છે તેને પાછો આપી આવવા. હું જઇને જલદી આઉંછ."

"અરધા કલાકમાં તો બોસફરસને કીનારે રહેવુંજ જોઇશે" દઓલતખાન પાશાએ કહ્યું.

"બરોબર હું હાઝર રહીશ." ખલીલ બોલ્યો.

દૌલતખાન પાશા, લુકાશ, અને જુલીઅન વઝીરે આઝમના મકાન તરફ ગયા જયારે ખલીલ બીજી તરફ ગયો. ખલીલ કેટલાક મોહલ્લા પસાર કરીને એક તબેલા આગલ થોભ્યો જ્યાં એક નઓકર જાણે તેની વાટ જોતો હોય તેમજ ઉભેલો હતો.

"ખામોશ—એક શબ્દબી નહીં." પેલો નઓકર કાંઇ બોલવા જતો હતો તેને અટકાવીને ખલીલે કહ્યું "ફકટ મ્હારા સવાલોના જવાબ આપ. સદક, મેં તુંને જે હુકમ કહયા તે પ્રમાણે તેં અમલ કીધો?"

" સરે ચશ્મથી." નોકરે છાતીપર હાથ મુકીને કહ્યું.

" અને તું બારીકીથી બધી તપાસ રાખજે." ખલીલે સ્હમજાવ્યું " તું ત્હારા સાથીઓ સાથે મેં નીશાની આપી છે તેજ જગ્યા પર રહેજે, અને ત્હમો બારીક બીન તપાસ રાખજો."

" બેશક."

" અને નીશાની થઈ કે તુરતજ મેં કહ્યું છે તેમજ અમલ કરવાનું." જવાન તુર્કે કહ્યું.

" તેમજ થશે." નોકરે જવાબ આપ્યો.

" હવે હું જાઉંછ. ખુદા હાફીઝ." ખલીલે તે નોકર છતાંબી તેને નમીને કહ્યું.

" ખુદા મદદગાર બાશદ." નોકરે નમી નમીને કહ્યું.

ખલીલ હવે પગે ચાલતો થયો, અને તે સીધો બોસફરસને કીનારે જવાને બદલે કેદીઆસકરના મકાન તરફ ગયો. કેદીઆસકરના મકાનની નીચે એક નોકર ઉભેલો હતો તેના હાથમાં એક બંધ કીધેલું કવર ખલીલે આપ્યું. નોકર તે ઉપર આપવા ગયો કે ખલીલ જવાબ મેલવવા ઉભો રહયોજ નહીં અને ઝડપથી ત્યાંથી ચાલી ગયો.

થોડા વખ્તમાં તે બોસફરસને કીનારે આવી પહોંચ્યો. જ્યાં પાઉં પ્યાદા થયલા દઉલતબાન પાશા, લુકાસ, અને જુલીઅન ઉભેલા

હતા. ખલીલને જોઇને તેઓ ખુશી થઇ ગયા અને તે પછી તેઓ કીનારે ઉભેલી દમામદાર નાવડીમાં બેસી ગયા.

૭ હબશી ગુલામો તે નાવડીને ચલાવતા હતા, અને પાણીની છાતીપર દોડતી તે નાવડીએ આખીર તે લોકને દઉલતખાન પાશાના મહેલની નઝદીક પહોંચાડયા.

કીનારે પહોંચ્યા બાદ થોડીક મીનીટ પછી તેઓ બધા પાછા મહેલમાં જઇ પુગ્યા.

"ખલીલ" મહેલમાં જઇ પહોંચ્યા પછી પાશાએ કહયું "આપના લગન માટે તો મ્હારા ભાઇ—ભોજાઇની રજા જોઇશે. જ્યારે આ બે સાહેબોના લગન હું મ્હારી બેટીઓ સાથે કરી આપવા ખુશી છું, મગર પેલી શર્તને માટે હું આવતી કાલે મ્હારા પયગામચીઓને રવાના કરનાર છું. એ બેઉ સાહેબોએ પોતાની નેક લાયકાત તો પુરવાર કરી આપી છે. હવે એમના માતપીતાના હુકમની જરૂરત છે. એઓએ પોતપોતાના પીદર ઉપર પોતાની તરફથી પત્રો લખવા, મ્હારા માણસો કાલે રવાના થશે જેઓ તે પત્રો લઇ જશે. હવે, તહમને મ્હારા મહેલમાં પાછું આગલ માફકજ રહેવું પડશે. સ્હાંજના વાર્તા વખ્તે બધા સાથે મલશું, પણ પછી ત્રણેને જુદા જુદા ઓરડામાં તાલુ મારીને રાખવામાં આવશે અને દીવસનાઓ મહેલમાં ફરવા દીધામાં નહી આવશે."

"તમામ આગલાજ બંદોબસ્તથી અમો મહેલમાં રહેવા ખુશી

છીએ." ખલીલે કહ્યું.

"હા, પણ ત્હમારી ઝુલીખાં આ વખ્તે મહેલમાં નથી તેનું કેમ?" પાશા હસીને બોલ્યો. "ઝુલીખાં ત્હમારી સુંદર વાર્તાઓ સાંભલ્યા વગરજ રહેશે."

"નહીં, તેમ નહીં બનશે." ખલીલે કહ્યું "કાલેજ ઝુલીખાં પોતાના કાકાના મહેલમાં પાછી આવશે, અને ત્યારે તેને વાત સાંભ-લવાની મલશેજ" ખલીલ બોલ્યો "હા પણ મ્હને એક યાદ આવી. પાશા નામવર, મ્હારા લગ્ન હજુણ સુધી ઝુલીખાં સાથે ગોઠવાયાં નથી તેટલાં ત્હમે મહેલમાં વધુ હોહા ના કરો. ઇસમીલદા બાનુને હવે એ વાત ના કહેતા."

"ત્હમારી એવી મરઝી છે તો નહીં કહેવશ" પાશાએ જણાવ્યું "ઇસમીલદાને એ વાત કહેતે તો તે કાંઇ મસખરી નહીં કરતે. ઇસમીલદા ઘણી ભલી છે, નેક છે, દામનની હુર છે, ભોલી, ભાલી એક પરીનુર છે, ઇસમીલદા તો મ્હારા અંતકરણના બગીચાનું ખુશબુદાર ગુલાબ છે."

પાશા તેમ બોલતો હતો તે વખ્તે ત્રણે જવાનોએ હામા હા મીલાવતા પોતાના સર નમાવ્યા, મગર તેઓએ એક બીજા તરફ નહીં જોયું કે કેમ જે રખે તેઓથી હસી પડાય!

ત્રણે જવાનોને તેમના અસલી કમરામાંજ મોકલવામાં આવ્યા,

અને દરવાઝાને બાહરથી બંધ કરવામાં આવ્યા. તે પછી દૌલતખાન પાશાએ પોતાની બેટીઓપર અને પોનાની ધણીયાણી ઇસમીલદાપર ખુશ ખબરી મોકલી કે જનીઝરીઓનો બળવો સમાવી દેવામાં ફતેહમંદી મલી હતી. ઇસમીલદાએ પોતાના ધણીને મલતાં ઝુલીખાની બાબદ પુછી, અને પાશાએ તો ઝુલીખાને તેને ઘર છોડયા બાદ શું થયું તેથી પોતે અજાણ હોવાનું જણાવ્યું એ ઉપરથી ઇસિમીલદા ખુશી થઈ કે ખલીલ અને ઝુલીખા હવે છુટા પડયા હતા.

બીજે દીવસે બપોરના વઝીરે આઝમે દૌલતખાન પાશાને વાસ્તે મોટી ભેટ સોગાદ મોકલી જે ખુશીથી સ્વીકારતા પાશાએ પોતાની તરફથી વલતી ભેટ મોકલી.

ગુલનાર અને શીરઝા પોતાના વ્હાલાઓને પાછા આવેલા જાણી ખુશી થઈ, અને હવે લગનની તૈયારી થશે તે વીચારથી શાદમાન બની. લુકાસ વાસાલોનો કાગળ લઇને તેજ દીવસે એક પયગામચી આલબેનીઆ તરફ ઉપડી ગયો, અને બીજો જુલીઅન મીલેદાનો કાગળ લઇને લેમનસના ટાપુ તરફ ઉપડયો.

ઝુલીખાં ખલીલના પેલા રૂકકાની રૂએ તેજ દીવસે પોતાના કાકાના મહેલમાં પાછી આવી લાગી. અને લગનના પવીત્ર ગાંઠથી હવે તેઓ બન્ને જોડાશે તે વીચારથી ઝુલખાં ખુશી ખુશી થઇ રહી.

પણ તેજ દીવસે સ્હવારથી શું દોડાદોડી ચાલી રહી તે આપણે જોઇએ:

પાશાએ અસંખ્ય માણસોને કામે લગાડીને પોતાના બગીચામાં ન્હાના ન્હાના શોભાયમાન તંબુઓ ઉભા કરાવવા માંડયા, તે તંબુઓને ઝાડપાનથી આજુબાજુમાં ખુબ તરેહથી શણગારવામાં આવ્યા, ગુલાબના માંડવાઓની હારોહાર ઉભી કરવામાં આવી, અને સ્હેંકડો માણસો જે ચપલાઇથી કામે લાગી ગયા તે ચપલાઈ એટલીતો બધી હતી કે જાણે અલાઉદીનના તીલીસમાતીક ફાનુસના જીનોએ કામ કર્યું હોય અને તે જીનોથી ત્યાં એકજ દીવસમાં ગુલાબોનું એક નવુંજ પરસ્તાન ઉભું થયું હોય!

પાશાની તે બધી દોડધામ એટલા સારૂ હતી કે જનીઝરીઓનો બળવો જે સમી ગયો હતો તેની ખુશીમાં તેણે પોતે પાશાઓ, અમીરો અને બીજા અમલદારોને તેમની ધણીઆણી અને છોકરાંઓ સાથે એક પાર્ટી આપવાની હતી. એકજ દીવસમાં તે આખો પરસ્તાન શોભઇતા તંબુઓ સાથે તૈયાર થવાનો હતો કેમજે બીજે દીવસે તો બધા પહરોણાંઓ આવનાર હતાં.

ઝુલીખા, ગુલનાર અને થીરઝા તથા ઇસમીલદાને પાશાએ મજબુત નીકાબમાં રહીને બાહર નીકલવા કહયું હતું અને લોકોને તેમની મજાહમાં હાથ લાગવાનો હુકમ આપ્યો હતો. વલી, તેણે ખલીલ લુકાસ અને જુલીઅનને પણ તે પાર્ટીમાં શામીલ થવા કહયું હતું, મગર તેણે છોકરીઓ તથા છોકરાઓને ખાસ હુકમ આપ્યો હતો કે તેઓ ધણી ધણીઆણી થવાના હતા તે વાત તે દીવસે વીસારી દઇને જાણે ત્રાહીત માણસો હોય તેમજ એકબીજાની

સાથે વર્તવું અને બધા મહેમાનોમાં હલીમલીને ફરવું હરવું.

પાશાના બગીચામાં એક નવું પરસ્તાન પયદા થયું! તંબુ. ઓને એવી તો સરસ રીતે શણગારવામાં આવ્યા હતા કે બાગે બહેશતની છાવણી હોય તે મીસાલ બધી રૌથીક માલમ પડતી હતી.

બીજે દીવસે બોલાવેલે વખ્તે પહરોણાઓએ આવવા માંડયું, અને બોસફરસના પાણીપર શોભતી નાવડીઓમાં બેસીને અમીરો પોતાની નીકાબપોશ બાનુઓ સાથે આવતા દેખાતા હતા. ત્યારે તે દેખાવ એટલો ખુબસુરત લાગતો હતો કે જાણે પરસ્તાનમાં દાખલ થતાં ફીરીસ્તાઓ અને પરીયાંઓ.

ખલીલ, લુકાસ અને જુલીઅનબી બાહરના પહોરાણાઓજ હોય તેમ મહેમાનોમાં ભેલાઇ ગયા, અને પાશા અમીરોને આવકાર આપવા લાગ્યો જ્યારે ઝુલીખા, ગુલનાર, થીરઝા અને ઇસમીલદા તેમની બાનુઓને અને બેટીઓને આવકાર આપતી હતી.

ઠેડવેલા વખ્તના અરધા કલાકમાં તો તે દુન્યવી પરસ્તાનમાં બસો આંખને ઠંડક આપનારા દમામદાર દેખાવના પહરોણાઓ ભેગાં મલ્યાં. મેવા મીષ્ટાંન અને શરબતને ખુશ ઇન્સાફ મલતો રહયો.

જો કે તમામ બાનુઓ બુરકાપોશ હતી, મગર તેઓ તે પરસ્તાનમાં ગમે ત્યાં ફરીહરીને કુદરતની સુંદર કારીગરોને

નીહાલતી ખુશ મજાહ ભોગવતી હતી. પરવાળા સમાન હોટમાંથી અને મોતી સમાન દાંતમાંથી જે દીલબહેલાવનારી હસી ખુશીના સુંદર આવાઝો નીકલતા હતા તેથી ગોયા તે દુન્યવી પરસ્તાનમાં બુલબુલોનો સુંદર સરોદ ઉડી રહેતો.

પહરેણાઓ મજા મારવા પડયા, અને ઝઝકલાનો વખ્ત થતાંજ એક બનાવ બન્યો.

પાશા પહરેણાઓ સાથે રોકાયલો હતો, જે વખ્તે ખલીલ તે પરસ્તાનમાં ફરતાં ફરતાં પરસ્તાનથી દુર એક એવી જગ્યાપર જઈ લાગ્યો કે જ્યાં તેણે એક ભોંયરૂં જેવું જોયું. ખલીલ હીમતથી તે ભોંયરામાં ઉતરી ગયો, અને એક દરવાઝા આગલ જઇને થોભ્યો. તેણે દરવાઝાને ધકકો માર્યો કે એક ઓરડો જણાયો. તે ઓરડામાં એક બતી બળતી દેખાઈ! અંદર દાખલ થતાંજ ખલીલે દરવાઝો બંધ કીધો અને આજુબાજુમાં જોવા લાગ્યો. તેટલાં કાંઈ આવાઝ થયો! ચોંકીને એક ખુણામાં ઉભો રહી ગયો. દરવાઝો ખુલ્યો, અને ત્યાં એક હબશી દાખલ થયો. ખલીલે ધારી ધારીને જોયું તો તે હબશી હતો કે જે ઇસમીલદાના ઓરડાની તરફ ચોકી રાખતો હતો.

તે હબશીએ થોડીક ફરૂટ એક પોટલામાં બાંધી હતી અને

તેની બગલમાં શરબતની એક બાટલી છુપાવેલી હતી. તે ફ્રૂટ અને શરબતની બાટલી તે હબશીએ એક તરફ મુકી અને તે કોઈ કામ કરવા માટે જેવો તે ઓરડાની બીજી તરફ ફર્યો કે તેની નઝર ખલીલપર ગઇ !

ખલીલને જોઇ હબશી ચોંકયો, અને તેણે પોતાની શમશીર મ્યાનથી બાહર કાઢી. ખલીલેબી પોતાની શમશીર ખેંચી કાઢી અને પુકાર્યું "ખબરદાર! હું તેજ માણસ છું કે જે તુને યાતો નવાઝી નાખશે. યાતો ત્હારી ગરદન ઉડારી નાખશે—"

અને ખલીલ કાંઈ વધારે બોલવા ગયો તેટલાં બાહરની બાજુથી મોટી મોટી ચીખ આવતી સંભલાઇ. કોઈ બાનુ ધાસ્તીથી ચીખ પાડતી હોય તેવું ખલીલને લાગ્યું, અને બાહદુર ખલીલ કોઈ બાનુનો જાન બચાવવાનો છે એવું જાણીને તે ઓરડાનો ભરમ છોડીને ચાલી જવાબી તૈયાર થયો.

ખલીલે દરવાઝો ખોલ્યો, બાહર કુદયો, અને ફરીથી તે પરસ્તાનમાં જઇ પહોંચ્યો. જ્યારે પેલો હબશી ખલીલની પાછલ જોઇને અતી મોટા ગુસ્સાથી દાંતપર દાંત કચકચાવવા લાગ્યો !

ખલીલ પરસ્તાન તરફ ગોયા ઉડીને ગયો! અને જે તરફથી ચીખ આવતી હતી તે તરફ જતાં તેણે શું જોયું? પરસ્તાનના એક ન્હાના તલાવમાં નાવડી લઇને પોતાની બાનુ અને બેટીઓ સાથે મજાહ મારવા ઉતરી પડેલો એક કોઈ વૃધ્ધ પાશા નાવડીને હલેસાં મારવા જતાં સમતોલપણું ખોહી દઇને પાણીમાં પડી ગયો હતો અને તેથી તેની સાથવાલી બાનુઓએ ચીખપર ચીખ પાડી હતી! ખલીલ જઇ પહોંચ્યો ત્યારે તો તે પાશાને ભીજાયલો તણાયલો બાહર ખેંચી કાઢવામાં આવ્યો હતો અને તેથી ખલીલને નાસીપાસી ઉપજી, અરે પેલા ભેદી ઓરડાનો ભેદ અને પેલા ભેદી હબશીનો ભેદ શોધવાપર તે કેવો અત્યારે મંડયો હતે, પણ આ ચીખથી તે દોરવઇ આવ્યો હતો અને તે ભેદ જાણવાનો ખોહયો હતો!

પછી રફતા રફતા પહરોણાઓ વીખરાતા ગયા. તે દીવસની પુરી મૌજમજાહ ભોગવી લઈ દૌલતબાન પાશાને મુબારકબાદી ઇચ્છી તમામ મહેમાનો હવે વીખરાઈ જવા લાગ્યા અને પરસ્તાનથી દુર થઇ પોત પોતાને મકાન સીધાર્યા.—હવે, ત્યાં જે રહયાં તે દૌલતબાન પાશા, તેની મ્હોરદાર ઇસમીલદા, તેની બે બેટીઓ, તેના ભાઇની બેટી ઝુલીખાં, પેલા બે ગ્રીકો, અને ખલીલ, હતાં. પાશાએ બધાંને પોતાની આસપાસમાં બેસાડયાં અને ખલીલને એક વાર્તા ચલાવવાનો હુકમ આપ્યો. ખલીલે એક અતી સુંદર વાર્તા કહી સંભળાવી, જે પુરી થતાંજ સઉ મહેલમાં ગયાં અને બધાં પોત-પોતાને વગે સગે થઇ ગયાં.

મહેલની અંદર શાંતી થઇ, જ્યારે મહેલની બહારના તે પર-

સ્તાનમાંબી શાંતી રહી. ખુશબુદાર ગુલાબના પમર પમર થતાં પમરાતને સુમવા દવ હવે થોડાક કલાક પછી આસ્માન ઉપરથી નીચે ઉતરનાર હતો. હાલતો આસ્માનપર કરોડોના કરોડો સીતારા હીરાની મીસાલ કોઇ કમ તો કોઇ ઝીઆદા ચલક ચલક ચલકતા હતા. પ્યારી પ્યારી કુદરત કેવી રમણ્ય લાગતી હતીઃ ખુશબુદાર તે પરસ્તાનની વચ્ચે ઉભા રહીને જો તે શાંત હીરા જડીત આકાશને એક કવી યા લેખકની નઝરથી જુઓ તો વાકઈ ત્હમને પોતાને જન્નતનો ખ્યાલ ખચ્ચીતજ આવે અને ત્હમે તે આલા દરજ્જાના સુખને ઝીંદગીને દરમ્યાન થોડુંબી પામો. પાક ખુદાની શાન!

મગર, ઠયરો, એક ચીઝ આપણે જોવાની ભુલી ગયા! પોત પોતાના કમરામાં વગેસગે થઈ જતી વખ્તે ખલીલે બીજાઓની નઝર ચુકાવીને લુકાસના કાનમાં કહયું હતું "જુલીઅન મીલેદાનાં કમરામાં તું જા અને ત્હારા કમરામાં જુલીઅનને જવા દે! હું અર્ઝ કરૂં છ કે તું ભુલતો ના."

અને વલી, ખલીલે જુલીઅનને પકડીને બાજુએ લેતાં તેનેબી કહયું "લુકાસ આજ રાતના ત્હારા ઓરડામાં જવાનો છે, અને તું તેના ઓરડામાં જજે. એ મુશકીલ કામ નથી. બદકાર મુઝીઓને પકડવામાં આપણી આ હીકમતી જાળ પંથરાશે. નેકીને આશકારા કરવા તો ભલાંઓને કાંઈક બુરાઇની બદીબી ઉઠાવવી પડતી હોય તો તે સખ્તી ખમી લેવી, હીકમતથી કામ લઈ, બદીને દબાવી દેવી."

જુલીઅનના ઓરડામાં લુકાસ ગયો, અને ખલીલ થોડાક વખ્ત જતા પેલા છુપા દરવાઝાની મદદથી લુકાસના ઓરડામાં દાખલ થયો.

લુકાસ તો તેને જોઇને પહેલાં પહેલાં ગભરાયો, પણ ખલીલે તેની આગલ ઝડપથી ચાલી જતાં કહ્યું "સાંભલ, મ્હારા વ્હાલા દોસ્ત, તું થોડો વખ્ત મ્હારા કમરામાં જા, તુને ખલીલ સ્હમજીને એક બુઢ્ઢી દદા લેવા આવશે, તેની સાથે ચુપચાપ તું જજે, પાપી ઇસમીલદા આગલ તુને તે લઈ જશે, પણ સંભાલજે તે ઔરતના ફરેબમાં ના ફસ્તો."

"ત્યારે શું મ્હારે ગુલનાર તરફ બેવફા થવું ?" લુકાસે અજાયબીથી પુછ્યું.

"બેવફા થવાની તો વાતજ નથી" ખલીલે કહ્યું "પણ એ દગલબાઝ ઔરતને અમથી મોંઢેની વાતોથી ખુશી રાખવીજ અને એને બનાવીને એનો ભેદ જાણી લેવોજ. ઢોંગ ધતુરાની મોંઢેની હસીખુશી વાત કરવાની, બાકી એ નાપાક અઓરતના પ્યારને તો શું બલકે તેના નામના પડછાયાનેબી ધીકકારવોજ. એ નાપાક પલીદ પોતાના પાપમાં પોતેજ તબાહ થશે. ધ્યાન રાખજે, તુને કોઇ હબશી મલે તો તેનેથી સંભાલજે. તે નાપાક ત્હમારીપર ફાવી નહીં જાય, શમશીર ઉંચકે તો હીંમતથી દબરાવજે, તુબી તેને ઝીબાહ કરવાની ગડબડ મચાવજે. વધારે વાત વધે તો મ્હારૂં નામ લેજે, મ્હારા નામથી તે પાપી ઘણો ચોંકશે."

લુકાસ ખલીલના ઓરડામાં ગયો, અને થોડે વખ્તે અમીના લુકાસને લઇ ગઇ, મગર પાપી ઇસમીલદા આગલ જઇને ઢોંગી પ્યારના શબ્દો લુકાસને બોલવા પડે તે આગમજ તો ગડબડ સડબડ આગલીજ રીતે ઉઠી રહી કે પાશા આવે છે. પાશા આવે

છે તે સાંભલીને અમીનાએ લુકાસને પેલા હબશી પહેરેદારને રસ્તેથી ન્હસાડયો. લુકાસ ગયો, અને ત્યાં ખુલ્લી શમશીર સાથ તેને પેલો હબશી મલ્યો. હબશી લુકાસને તો જરૂરજ મારતે, કારણ કે તે હવે છુવપર આવી ગયો હતો મગર તેજ વખ્તે એક શીરીસ્તા મીસાલ ખલીલ ત્યાં આવી લાગ્યો! ખલીલ હંમેશા પોતાના ધ્યાનમાં અને દરેક ફીકરમાં રહેતો હતો, અને તે લુકાસની પાછલજ નીકલ્યો હતો. તે ખુનીઓને પકડવા માંગતો હતો, અને તેને રાતે ઉંઘ અને દીવસે ભુખબી ગોયા નહીં હતી!

"જો, સાંભળ" ખલીલે પેલા હબશીને દમ ભરાવીને કહ્યું "હવે આજે તું અમારા બેના હાથમાંથી છટકવાનો નથી. હું બધી વાત જાણું છ અને જો હું તુને ફરમાઉંછ તેમ તું નહીં ચાલશે તો યાદ રાખજે કે તું મૌતના હાથોમાં જઈ પડશે. અને, જો મ્હારા કહયા પ્રમાણે ચાલશે તો તુને નવાઝીને માલામાલ કરશ."

"બોલો, શું હુકમ છે?" હબશીએ પુછ્યું.

"એક શબ્દબી બોલ્યા વગર, કાંઈબી સવાલ કર્યા વગર, હું કહું છું કે પાશા જ્યાં ખઝાનો મુકે છે તે ઓરડામાં તું અમને બેઉને લઈ જા, અને તે તરફ જે પેલો ભેદી કુવો છે તે કુવો અમને બતાવ"

હબશીએ કાંઈ આનાકાની કીધી, પણ ખલીલે દમ ભરાવ્યો, જેથી હબશી ખઝાનાના ઓરડા તરફ ખલીલ અને લુકાસને લઈ ગયો.

આ ઓરડામાં મોટો ભેદ હોવાનું ખલીલ અનુમાન કરી

શક્યો હતો, અને હવે તે ખુનનો પત્તો મેલવવાની અણીપર છે એવું તેણે ધાર્યું, મગર તેઓ તે ઓરડામાં જઇ પહોંચ્યા તેજ વખતે કોઇના પગલાં વાગ્યાં, અને હબશી માથાથી પગ સુધી થરથર ધ્રુજવા લાગ્યો.

"અરે, એ તો પાશા અને તેવણનાં મ્હોરદાર આ તરફ આવે છે."

ખલીલેબી જોયું કે હવે ફસ્યા !!

હબશીએ હુસ્યારી વાપરીને તુરતજ ખલીલ અને લુકાસને એક પત્થરના પુટલાંની આડમાં છુપાવ્યા ! ગંજાવર તે પુતલું હતું જેની પાછલ એ તેઓ સ્હેલાઇથી છુપાઇ શકયા. તેઓ છુપાયા બાદ એ મીનીટબી નહીં ગઇ હશે કે પાશા અને ઇસમીલદા હબશીએ રીતુ-રથી બંધ કીધેલા તે દરવાઝાને ખોલાવીને અંદર દાખલ થયાં જે વખ્તે પાશા બોલતો સંભલાયો "મ્હને આજે એવો ખાબ આવ્યો કે જાણે મ્હારો ખઝાનો લુટાઇ જતો હોય !"

"ખાબપર ભરૂસો રાખવો જોઇએ નહીં" ઇસમીલદાએ કહયું "ખાબ તો કોઇ ખ્યાલનો દેખાવ રહે છે."

"સુતી વખ્ત મ્હને તો એવો કોઇ ખ્યાલ હતોજ નહીં." પાશા બોલ્યો "મગર, ઉંઘ આવી ગઇ કે ખઝાનો લુટવાનો સ્વપ્નો આવ્યો !"

"ત્યારે તપાસો, જુઓ, ખઝાનાને કોઇ અલવલ તો નથી આવી !" ઇસિમીલદાએ કહયું, અને પાશા તે પછી ખલીલ અને લુકાસ હતા તેની સામેની બાજુએ આગલ વધ્યો.

ત્યાં જઇને તેણે દીવાલની એક તરફમાં આવેલું એક જીણું બાકોરૂં જે પર દીવાલને રંગનોજ એક બારીક પરદો હતો તે હટાડયો, બાકોરામાંની એક ચાંપ દાબી, અને ધીમે ધીમે દીવાલમાં એક મોટી લોખંડી કબાટ દેખાઈ. તે પછી તેણે તે કબાટ ખોલી, અને જે સઘળું પોતે મુકયું હતું તે બારીકીથી જોયું. પેલી તરફ ખલીલ અને લુકાસ પુટલાંની બે તરફથી ચીમાઈ ચીમાઇને જોતા હતા. સારે નસીબે ખલીલ અને લુકાસ જે તરફ હતા તે તરફ અંધારૂં હતું, જેથી તેઓ ડોકાવતાં પકડાઈ જવાનો ઓછો સંભવ હતો.

પાશાએ તે કબાટમાંની ચીઝો સંભાલથી જોવા બાદ ખાત્રી કરી લઈ કબાટ પાછી બંધ કીધી, દીવાલ ખસાડી વગે કીધી, અને પેલી ચાંપનો પરદો બંધ કરી ઇસમીલદાને લઈ હવે તે તે ઓરડાને બીજે નાકે ગયો જ્યાં ઝમીનપરનું ફાલકું તેણે ખસાડયું. તે ફાલકાના ખસવાથી એક કુવો જેવો જણાયો જે જોકે ખલીલ અને લુકાસને તો દેખાયો નહીં.

કુવા આગલ ઉભો રહીને પાશા અંદર જોતો હતો તેટલાં ઇસિમીલદાના ચહેરામાં વીચીત્ર ફેરફાર થઈ રહયો! પાશાની પાછલ તે ઉભી હતી, તેના ચહેરાએ એક ભયંકર રૂપ લીધું હતું, અને બત્તીનો ઉજાસ જે બરોબર તેના પર પડતો હતો તેથી સાફ દેખઈ આવતું કે ઇસમીલદાનો ચહેરો એક પીશાચનીના ચહેરાને મલતો હતો, તે પીશાચનીએ પોતાના બન્ને હાથો એવી રીતે ઉંચકયા કે જાણે તે પાશાને એક આંચકો મારીને તે કુવામાં ફેંકી દેશે. ખલીલે

તૈયારી કીધી કે જો ઇસમીલદા હાથ નીચે ઉતારવાની કોશીશબી કરે તો વીજળી વેગે દોડી જઇ પાશાનો બચાવ કરી શકાય તો કરવો. પણ તેટલાં તો પાશા પોતેજ ફર્યો, ઇસમીલદાનો ચહેરો અસલ માફક થઈ રહયો, અને તેના હાથ નીચે હળવેથી ઉતર્યા. જાણે તે કશામાં હતીજ નહીં!

"પાક ખુદાની શાન! ખઝાનો સલામત છે." પાશા ફરીને બોલ્યો.

ખલીલને આજે એક નવો ભેદ મલ્યો: ઇસમીલદા પોતાની ખુબસુરતીમાંથી એટલી બધી જલદી એક પીશાચનીના ચહેરામાં ફેરવાઇ જતી હતી તે ભેદ તેને આજેજ જાણ્યો. ખલીલે તે જોયું ત્યારે તે પગથી તે માથા સુધી કમકમ્યો.

પાશાએ કુવાને ફરીથી બંધ કરીને ઇસિમીલદાને કહયું "ચાલ, મ્હારા જાનના ફીરીસ્તા—મ્હારા અંતકરણના બગીચાના સઉથી ખુશબુદાર ગુલાબ!—ચાલ, આપણે પાછા ત્હારા કમરામાં જઇએ."

ઓ પાક ખુદા! અગર જો પાશાને એક ઝરાકબી સંસારો ગયો હતે કે તેના "જાનનો ફીરેસ્તો" થોડીજ પળ અગાઉ તેને પોતાને કુવામાં આંચકો મારીને નાંખી દેનાર હતો, તેના "અંતકરણના બગીચાનું સઉથી ખુશબુદાર ગુલાબ" તેને મૌતના હાથોમાં મોકલવા તૈયાર હતું તો—તો પાશા શું કરતે? જાનના તે ફીરીસ્તાને જહન્નમમાં મોકલતે! યા, તે ખુશબુદાર ગુલાબને બોસ્ફરસના પાણીમાં સડાવતે!

દઉલતબાન અને ઇસમીલદા ત્યાંથી તે પછી ચાલી ગયાં, અને દરવાઝો બંધ કરવાને તેઓ તેમના પેલા વીશવાસુ હબશીને

સોંપી ગયા. તેઓ ગયા પછી થોડો વખત રહીને હબશી અંદર દાખલ થયો અને ખલીલ પાસે ગયો. હવે હબશીને ખલીલથી માલામાલ થઇ જવાની આશા પયદા થઈ હતી અને તેથી તે ખલીલ તરફ ખુશ હતો. તેણે મનમાં એવફા નહીં થવાનો અને ઝરદાર બની જવાનો ઇરાદો હવે કીધો, અને તેથી તેણે કોઇ એવા તૌરથી કામ કરવા ધાર્યું કે જેથી "સાંપ મરે ને લાકડીબી નહીં તુટે."

મગર, ઇન્સાન જે જે ધારેછ તે બધુંજ થતું હોય તો પછી જોઇએજ શું ? ઇન્સાન ધારેછ શું અને પાક ખુદા કરેછ શું ! ખલીલે વલી નવી બાઝી મનમાં ઊભી કરી રાખી.

હબશી ઓરડામાં પાછો આવે તે દરમ્યાનમાં ખલીલે લુકાસના કાનમાં કાંઇ કહ્યું, અને જ્યારે હબશી આવ્યો ત્યારે તેને લુકાસની પાસે બેસવા કહીને પોતે બાહર ગયો.—બેશક, ખલીલે તે મહેલ-માંના છુપા રસ્તાઓમાંના કેટલાંક જાણી લીધાં હતાં અને હમણા તે જ્યાં જનાર હતો તે બાજુનો રસ્તો હબશીથી જાણવાની તેને જરૂરત રહી હતી નહીં.

ખલીલ ગયો અને જતી વખતે તે લુકાસને ઇશારો કરતો ગયો કે હત્યાર સાથ હરઘડીએ સાવધાન રહેવું, કેમજે નહીં તો હબશીનો વીચાર બદલાય અને તે કદાચ લુકાસને મારી નાખે ! લુકાસે ઇશારાનો જવાબ આપ્યો, અને ખલીલ એક છુપે રસ્તેથી બગીચામાં દાખલ થયો. બગીચામાં થોડુંક સુધી ચાલ્યા બાદ ખલીલે એક ન્હાનો ફટાકડો જેટલો આવાઝ કરે તેટલો આવાઝ પોતાની પાસેની એક ન્હાની બારૂટની ગોલીથી કીધો અને જવાબમાં દુરથી

તેવોજ એક આવાઝ આવ્યો !

ખલીલને ઘણું થોભવું પડયું નહીં, કેમકે સઇદ અને ખલીલના બીજા બે નોકરો દોડી આવ્યા. ખલીલે તેમને ધીમેથી પોતાની પાછલ પાછલ ઉંઘાડે પગે આવવા કહયું, અને તેમના કાનમાંબી કાંઈ કહી દીધું. ખલીલ પોતાના તે ત્રણે નોકરો સાથે લુકાસ અને હબશી હતા તે ઓરડા આગલ પહોંચ્યો કે તેણે એક ખંખાર માર્યો. લુકાસ એક વાઘ શીકારપર કુદે તેમ અતી ઝડપથી હબશી તરફ કુદયો અને તેના અસાવધપણાંનો લાભ લઇ તેના મોંઢામાં પોતાના હાથમાંનો રૂમાલ દાબી દીધો ! હબશીએ પોતાનું ઝોર આઝમાવ્યું, તે લુકાસને ઝમીનપર અફાલી નાંખવાની અને શમશીરપર હાથ ધરવાની અણીપર હતો તેટલાં ખલીલ અને તેના નોકરો તેનાપર તુટી પડયા અને તેને બાંધીને ગીરફતાર કરી કોઇ દવાઇ સુંઘાડીને તેને બેહોશ કરી બાહર ઉપાડી ગયા, ખલીલે નોકરોને હબશીને કયાં લઈ જવો તેનો હુકમ અગાઉથીજ આપેલો હતો એટલે હબશીને નોકરો લઈ ગયા કે લુકાસ પાસે તે પાછો આવ્યો. તે પછી લુકાસને લઇને ખલીલ પોતપોતાની ખાબગાહ તરફ ગયા, અને કાંઇ બન્યુંજ નહીં હોય તેમ વગેસગે સુઇ ગયા !

* * *

દઉલતબાન પાશાને પુર ખાબમાં ગીરફતાર જોઇને ખઝાનાવાલા ઓરડા તરફ ઇસિમીલદા ગઇ, તે તે ઓરડામાંના પેલા ભેદી કુવાને માટે ખાસ કોઇ કામે ગઇ, અને ત્યાં ઓરડામાં દાખલ થતાંજ પોતાના નઉકર તે પેલા હબશીને મદદ લાગવા માટે તેણે

બોલાવ્યો. પણ, જવાબ નદારદ ! ચાર પાંચ સાદ માર્યા પછી જ્યારે હબશી નહીંજ આવ્યો ત્યારે તેની હંમેશની બેઠક સુધી તેને જોવા તે ગઈ, પણ જ્યારે ત્યાંબી હબશી મલ્યોજ નહીં ત્યારે ઇસમીલદા ચોંકી, બીધી, અને મૌત આવ્યું હોય તેમ ફીકી બની જઇને થરથર ધ્રુજવા લાગી ! તે ચંડાળ ચુડેલ હવે ગભરાતી હતી !!

મક્રો–ફરેબથી ભરેલી ચંડાલ તે ચુડેલની ઇસમીલદા હવે સખ્ત અંદેશા અને ફીક્રમાં પડી. તે હબશી જોકે દઉલતબાન પાશાનો નૌકર હતો અને તે પેલા ભેદી ઓરડાના ખઝાનાની પાસબાની માટે રહેલો હતો, મગર બાતીનમાં તો એ વાત હતી કે પીશાચની ઇસિમીલદાના હત્થાર સમાન તે હતો. હબશીના યકબયક ગુમ ગાયબ થવાથી ઇસમીલદાનો અર્ધો જાન ગોયા ઉડી ગયો હતો !–પાશાને તો તે કોઇબી સુરતે સ્હમજાવીને નવો પાસબાન રાખનાર હતી, લેકીન તેના મક્રમાં શામીલગીરી આપવા હવે કયા હાથને તે તુરતા તુરત તૈયાર કરી શકનાર હતી ?

આખીર તે અંદેશાની રાતબી ખતમ થઇ, નવો દીવસ ઉગ્યો, અને નવા દીવસની સ્હાંજ થતા સાથે ખલીલે વાર્તા શુરૂ કીધી. વાર્તા પુરી થવા સાથે બધાં ફરીથી વગેસગે થઈ જવા તૈયાર થયા, અને બધાં ગયાં કે ખલીલે છુપેથી પાશાના કાનમાં કહયું "મ્હારા નામવર, મ્હને એક અર્ઝ કરવી છે."

"બોલો, ખલીલ, તહમારો સુખન માનવા તો હું સદા તૈયાર રહીશ" પાશાએ હસીને કહયું "આજે વલી એવી તે શું અર્ઝ છે ?"

"આવતી કાલે નવું જુનું થઈ જશે તેની મ્હને ધાસ્તી છે."

ખલીલ બોલ્યો "ત્હમારા બીરાદર કેદીઆસકરનો જાન હવે કદાચ બળવાખોરો લેવા તૈયાર થઈ જશે. મગર, મ્હારી પાસે પાક ખુદાના હુકમથી કોઈ તદબીર છે. ત્હમે જો પાક પરવરદેગારની બંદગી કરીને ખાઇ પી લેવા બાદ આરામ કરવા બીછાને જતી વખ્ત મ્હારા કમરામાં પધારશો તો હું કાંઇ નવાઇની ચીઝ ત્હમને બતાવીશ, એક કલાક પછી પધારજો."

"હું આવીશ" પાશાએ કહયું "હું ત્હમારા કમરામાં જરૂર આવીશ." અને પાશા તેટલું બોલીને ગયો.

પાશા જમવા ગયો, અને ખલીલ પોતાનું જમવા ખાવાનું એમનું એમ રહેવા દઇને પેલે છુપે રસ્તે ઉતરીને બગીચામાં દાખલ થયો. તેણે અગાઉની રીતેજ સદકને પોતાની પાસે બોલાવ્યો અને તેને પુછયું "કેમ પેલા ઝંગીએ પોતાનું પાપ કબુલ્યું? બધો ભેદ કહયો?"

"હા નામવર" છાતીએ હાથ દઇને સદકે જવાબ આપ્યો, અને પછી તેણે પોતાના આકાના કાન આગલ ધીમેથી કાંઇક કહયું.

"ઠીક છે, ત્યારે તો મ્હારી સાથે ચાલ. તે ભેદી ઓરડામાં મેં તે પલીદ ઝંગીને શરબત અને મેવો છુપેથી લઇ જતો જોયો હતો. પણ, કોઇ બાનુઓની ચીખ સાંભલવાથી હું તે ભેદને શોધતો રહી જવા પામીને ચીખની તરફ પરસ્તાનમાં દોડી ગયો હતો. હવે મ્હને સ્હમજ પડેછ કે તે ઝંગી તે ભેદી ઓરડામાં શા માટે તે ખુરાક છુપાવી લઇ ગયો હતો. સદક, ચાલ મ્હારી સાથે, મ્હને તે ઓરડાની બરોબર યાદ છે."

ખલીલે જેમ તેમ કેટલીક મહેનતે તે જગ્યા તો શોધી, મગર ત્યાં જઈને જોતાં ઝમીન સીવાય કાંઈબી માલુમ પડયું નહીં. કોઈ ચાંપથી ઝમીનપરનું છુપું ફાલકું ઉંચકાતું હોવાનું તે અનુમાન કરી શકયો, મગર હવે હાથમાં વખ્ત નહીં હતો: ખલીલે યાદ કીધું કે પાશા તેના ઓરડામાં આવનાર હતો, અને હવે તેના આવવાનો વખ્ત થયો હતો.

"સદક, હમણાં તું જા, અને ત્હારા બેઉ સાથીઓ સાથે તૈયાર રહે. મ્હને કામ હોવાથી મ્હારે મહાલમાં પાછું ફરવું જોઇએ, લેકીન હું ધારૂં છ કે મ્હને થોડાજ વખ્તમાં તહમારા લોકનું કામ પડશે, તેથી તઇયાર રહેજો."

સદક ગયો, અને ખલીલ પોતાના કમરામાં પાછો ફર્યો. થોડાજ વખ્તમાં દઉલતખાન પાશા તેની પાસે આવ્યો.

"મ્હારા નામવર," ખલીલે કહયું. "તહમોને આજે રાત્રે એક ભયંકાર વાત સાંભલવી પડશે."

"ભયંકાર!" ડોળા ફાડીને દઉલતખાન ખલીલને અજાયબીથી જોવા લાગ્યો.

"હા મ્હારા નામવર," ખલીલે કહયું, અને ઝડપથી વધારયું "શું આપ ધારો અગર જો હું એમ કહું કે આપની મ્હોરદાર ઇસમીલદા એક દગલબાઝ મહોરદાર છે તો?"

"ખામોશ, ખલીલ" દઉલતખાન ખલીલ સાથ આ પહેલવહેલી વાર ગરમ થઈ જઇને બોલ્યો "એવી કેવી મસખરી આપ કરો છો?"

"આપની સાથ મસખરીની વાત કદીબી કરૂંજ નહીં, મ્હારા નામવર" ખલીલે ધીમેથી સહમજાવ્યું "હું મ્હારા પાક ખુદાને હાઝીર નાઝીર જાણીને જે બોલું છું તે બોલું છું."

"તહમે કદી જુઠું તો બોલોજ નહીં." જાણે વીચાર આવી ગયો હોય તેમ સોચીને પાશા બોલ્યો "ત્યારે શું આએ તહમારી આજની વાત ખરીજ છે?"

"ખરીજ છે, મ્હારા નામવર, કમનસીબે ખરેખર ખરી છે" ખલીલે ભાર મુકીને કહ્યું "તહમે કસમ ખાઓ કે હું કહું તેમજ તહમે આજે રાત્રે વર્તશો તો હું આજે તહમને એક એવો ભેદ બતાવીશ કે જેથી તહમે સર–તા–પા અજાયબીમાં ગર્ક થશો."

"કસમ, મ્હારી દીનો ઇમાનના, કસમ મ્હારા જાનના." પાશાએ કહ્યું, અને ખલીલના લંબાવેલા હાથપર તેણે પોતાના વચનનો હાથ દાબ્યો.

"પાશા નામવર, માફ કરશો કે હું જાણે આપના મકાનનો માલીક હોઉં તેમ તહમારા ઝનાનખાના તરફના કમરા આગલ કદમ લંબાવીશ, હું જો કે બેવફા અને દગલબાઝ તહમને થયો નથી, મ્હારા દોસ્તોને મેં તહમારી તરફ દગલબાઝ થવા દીધા નથી, છતાંબી હું તહમને બતાવી આપવા તૈયાર છું કે તહમારી મહોરદાર ઇસનીલદા એક પાપી ચુડરેલની છે, એક હવસી ચંડાલ છે, તહમારી મારે આસ્તીં છે!"

"ઉફ!" કાનોમાં કાંટાં ચુબના હોય તેમ બન્ને કાનોપર હાથ મુકી દઇને તે પાશાએ અફસોસ કીધો, અને પાસેની એક બેઠકપર

પટકાઈ પડ્યો!

"સબ્ર ધરો, નેકદીલ પાશા, સબ્ર ધરો" ખલીલે તેની પાસે જઈ ધીરજ આપીને સ્હમજાવ્યું "દુન્યા ચંડાલોથી ખાલી નથી, ઉપરથી સુફેદ મગર બાતીનથી સીહા કુફ્રોથી દુન્યા નીરાલી નથી. હીંમત ધરો અને ચાલો મ્હારી સાથ, હું તે સુફેદ નાગણને તેના ડંખ સાથ ત્હમને બતાવી આપું."

"તો તેજ વખ્તે હું તેના સરને કુચલી નાંખીશ." પાશા જુસ્સાથી બોલ્યો.

"સાવધાન!" ખલીલે ધીરેથી કહયું "કસમ ભુલી તો નથી ગયાની? આજ રાત્રીએ ત્હમે મ્હારા હુકમ તળે છો, હું કહીશ તેમજ ત્હમને ચાલવું પડશે–હાલ તો તેને નહીંજ મારવી જોઇશે."

"જેમ તું કહેશે તેમ, ખલીલ." પાશા રડમસ આવાઝે બોલ્યો "અફસોસ, હું શું જાણતો હતો કે હું મ્હારી બોંયમાં એક સાંપને વસાવતો ફરૂંછ!" અને તેણે પોતાના કપાલપર હાથ મારતાં એક બચ્ચાંની માફક આંસું પાડયાં!

ખલીલે છુપી ચાંપથી દીવાલ ખસેડી પાસેનો ઓરડો ખોલ્યો, અને પાશાની પાસેથી ચાવી લઈ ત્રીજો ઓરડોબી ખોલ્યો, લુકાસ અને જુલીયનને તેણે તેડયા અને તેઓ અમીના સાથ ઇસમીલકાના ઓરડા તરફ ગયા હતા તેની શાહદત આપવા કહી. જો કે ત્રણે પાશા તરફ દગલબાઝ થયા નહીં હતા, મગર પાશાએ અફસોસમાં અફસોસના વધારા સાથેજ જાણ્યું કે તેણે એક દોઝખી ચુડરેલનીને પોતાની મ્હોરદાર બનાવી હતી!

"મ્હારા નામવર," ખલીલે કહ્યું "ત્હમે હવે લુકાસના કપડાં પહેરી લેઓ, અને અમીનાને હજુણ વખ્ત છે તેટલાં જુલીઅનની હમરાહ ઇસમીલદાના કમરા તરફ ઉધાડે પગે જાઓ. ત્યાં જઇને ઇસમીલદાના કમરાની પાસેના મખમલના પરદા પાછલ છુપાઇ રહો. જુલીઅનને ત્હમારી સાથમાં મોકલવાથી એ ફાયદો થશે કે અમીના જો અધ વચ્ચે ત્હમોને મલી ગઇ તો ત્હમારેથી તેની પાછલ તેને પકડવા દોડાશે નહીં, પણ જુલીઅન વાઘ કુદે તેમ કુદીને તેને પકડી પાડશે, તેના મોંઢામાં ડુચો મારીને તેને ત્યાંજ ઝકડી નાખશે કે જેથી ઇસમીલદાને આપણી ગોઠવણનો સંસારો નહીં જાય. મખમલની આડમાં છુપાયા પછી આપ જાણી શકશો કે દદા અમીના મ્હને તે દગલબાઝના ઓરડામાં લઇ જશે. હું ત્યાં જઇને ખોટો જુઠો ઢોંગ કરીશ અને ત્હમે વાતચીતપરથી જાણશો કે તે મ્હને પરણવા અને ત્હમને મારી નાખવા માંગેછ."

તે બાદ ખલીલના કહેવા મુજબ તમામ ગોઠવણ સંપુર્ણ થઇ, અને ખલીલ ઇસમીલદા સાથ વાત કરવા લાગ્યો. ખલીલની ઢોંગી વાત ઉપરથી તે પાપી ચુડેલનીએ એવું માની લીધું કે ખલીલ તેને પરણવા તૈયાર હતો.

"તું જો મ્હને ત્હારી પોતાની કરતો હોય, વ્હાલા ખલીલ" તે પાપી બોલી "તો હું તે બેવકુફ બુઢ્ઢાને એક લહેઝામાં મારી નાખુ. ખલીલ, તું મહેલમાંનાં તમામને પાશાના ખુન પછી શાંત કરી શકે તેવો છે, તેથી હું કહુંછ કે જો તું હા પાડતો હોય, તું જો તઇયાર થાય તો હું પાશાને એક પલમાં મારી નાખુ તેમ છે."

તેટલું બોલીને ઇસમીલદાએ પોતાના બર્ફ જેવા સુફેદ હાથો ખલીલ તરફ લંબાવ્યા, મગર એક સર્પે ડંખ માર્યો હોય તેમ ખલીલ એકદમ કુદીને તે હાથોથી દુર થયો અને તેના ચહેરાપર નફરત નાખવાની લાગણી ઉભરી નીકલી. કહેર, ગુસ્સો ધીક્કાર જે ખલીલની આંખો અને ચહેરાથી ઇસમીલદા જોઇ શકી તેથી તે ગભરાઈ!—અને તેના પાપી દીલમાં તેથી કંપારી છુટી!

"નજીસ, નાપકાર, ઝલીલ ઔરત!" ખલીલે હવે ગુસ્સાથી પુકાર માર્યો "તું લાંબો વખ્ત સુધી અચ્છા સાહયામાં છુપાઈ રહી! મગર, હવે તે સાહયો ઉંચકાઇ ગયો છે અને તું દેખાઈ આવી છે કે સુફેદ બદનની નીચે એક સીહા સાંપ છે!—મ્હારા નામવર આવો તહમે હવે!"

અને તેજ વખ્તે દકિલતખાન પાશા ગુસ્સાથી ગરમ આગ થઇ ગયલો હાથમાં શમશીર લઇને તે પાપી ઔરતના કમરામાં દાખલ થયો.

"કંગાલ કુત્રી!" તેણે ગુસ્સાથી ધરૂજતા અને અફસોસથી ગળગળા બનેલા સાદે પુકાર્યું "મેં એક સાંપને ડંખ મારવા સારૂ વધારી, ઝેરો જહવારથી નીસારી?"

અને તે શમશીર ઉગામી મારવા ગયો કે તુરતજ ખલીલે બુમ પાડી "મારતા ના, મ્હારા નામવર. તહમે જો તલવાર હમણાં મારશો તો તે તલવારની ધાર કીનાની ધારનું ખુન બહાવશે, મગર, ઈનસાફની ચમક તે નહીં બતાવશે."

ઈસમીલદા ઝમીનપર ઉંધે મસ્તક પડી હતી, અને તેના હાથોમાં તેનો અરધો ચહેરો દબાયલો હતો, તે ડચકાં ખાઇને રડતી

હતી, અને તે ડચકાંની વચ્ચે વચ્ચે ચીખ મારતી હતી.

"કંગાલ ચુડેલ!" ખલીલે નફરતથી ઇસમીલદા તરફ જોઇને પુકાર્યું "અગર તું ત્હારી હવે પછીની ઝીંદગી દરમ્યાન આખો વખતબી એવાં ડચકાં અને ચીખોથી રડે–અને ત્હારી ઝીંદગી સો વરસ સુધીબી લંબાય અને તે બધો વખ્ત આહોઝારી કરે–તોબી તોબી ત્હારા પાપોની સીહાઈ તે ત્હારા આંસુંઓના દરીયાવથીબી સફા નહીંજ નહીંજ થશે.–મ્હારા નામવર, એક ઘણોજ કરપીણમાં કરપીણ ભેદ જાણવા તઇયાર થાઓ: આએ ઔરત, આએ પીશાચની, ઓસફરસના પાણીપર ઘસડાઇ આવતી જવાન શખ્સોની લાશોપર લાશની કરનાર છે–સંખ્યાબંધ ખુબસુરત જવાનોના જાનોની ખુની છે!"

ઇસમીલદા જે હવે ઝમીનપરથી ઉઠીને ખલીલના શબ્દો સાંભલતી હતી તેણે એક દર્દમંદ ચીખ પાડી, તેની આંખે અંધારા આવી ગયાં, અને તે પાછી ઝમીનપર ચત્તીપાત બેસુધ્ધ તુટી પડી દઉિલતબાન પાશાના કાનો પર જે શબ્દો પડયા હતા તેથી તે સખ્ત દહેશત ખાઇ ગયો, તેના હાથમાંથી તેની તલવાર નીચે તુટી પડી, અને એક છાકટ માણસની માફક લથેડો ખાઇને તે દીવાર સાથ અફલાઈ ગયો.

"મ્હારા નામવર" ખલીલે દોડી જઇને તેને ટેકો આપતાં કહ્યું "હું દીલગીર છું, હું ગમગીર છું, હું મ્હારા દીલના ઉંડાણથી આપની તરફ દીલસોઝી ધરાઉં છું."

"લઇ જાઓ, ખલીલ, લઈ જાઓ" પાશા રડીને બોલ્યો

"મ્હારી સામેથી એ પીશાચનીને લઇ જાઓ, દુર કરો—હું હવે તો સીર્ફ એને જોવાથીજ કમકમીને મરી જઈશ."

તુરતજ ખલીલે પોતાની જેબમાંથી બારૂટની એક ગોલી તે કમરાની બારીમાંથી બહાર ફેંકી—એક આવાઝ થયો—ખલીલે દરવાઝો ખોલ્યો—બહાર ગયો અને તેની હમરાહ ત્રણ નૌકરો આવ્યા.

"ગીરફ્તાર કરો આએ ઔરતને" ખલીલે પુકાર્યું "લઇ જાઓ, અને એના હમકાર હબશીને જ્યાં કઇદ કીધો છે તેની બાજુનાં કમરામાં કઇદ કરો—જાઓ."

જે બનાવ બન્યો હતો તેથી અર્ધ બેહોશ બનેલો પાશા જેમ તેમ બોલતો સંભલાયો "ખલીલ, દગા અમીનાને પકડો. પાપી ઇસિ-મીલદાના તે હત્યારને તો જપ્ત કરો."

"મેં મ્હારા એક માણસને હુકમ અત્યાર અગાઉનો આપેલો છે, અમીના પકડાઇ ગઇબી હશે અથવા તો પકડાવાની તૈયારીમાં હશે. મગર મ્હારા નામવર, મ્હને એક ભેદી ઓરડામાં જવાનું છે જે ઓરડામાં ફકટ એકજવાર હું દાખલ થયો હતો અને તે પછી મ્હને મોકો મલ્યોજ નથી." અને ખલીલ કયાં દાખલ થવા માંગતો હતો તેની સ્હમજ તેણે પાશાને આપી, એટલે બધા હવે તે ઓરડા તરફ ગયા.

બગીચાના એક ઘણા દુરના પાછલા ભાગમાંથી ઝમીનપરના એક ફાલકા મારફતે તે ભેદી ઓરડામાં જવાતું હતું જે ઓરડો ભુત પીશાચના વ્હેમથી વરસો સુધીનો પડત પડેલો હતો.

'ત્યાં ભુત ને પીશાચ હોવાનું તો કદાચ વહેમીઓએ વરસો

અગાઉથી માની લીધું હશે, મગર, હમણાં હમણાં બે વરસ થયાં ત્યાં એક ખરેખરી પીશાચની વસે છે તેની કોઇને ખબરજ નથી!" ખલીલે કહયું.

"એ વલી નવો ભેદ શું છે!" પાશાએ પુછ્યું.

"ઇસમીલદાની એક બ્હેન તે ઓરડામાં છે જે રાક્ષસોને ભુલાવે તેવી છે!" ખલીલે ખુલાસો કરવા માંડયો "અમીના જવાન શીકારોને પકડીને લાવે અને તે શીકારોની ગરદનપર એકજ જાતનુ એક હત્યાર ભોકી દઇને તે બીચારાઓનું લહુ તે દાકણને પીવાડવામાં આવે!"

"એ શું બોલોછ, ખલીલ!" પાશા તો આ નવા ભેદથી જાણે ફાટીજ ગયો હોય તેમ ડોળા ફાડી ફાડીને ખલીલ તરફ જોઈ પુછવા પડયો.

"હું જે બોલુંછ તે ખરૂંજ બોલુંછ, મ્હારા નામવર" ખલીલે કહયું "ઇસમીલદા એક ચુડેલ છે તો તેની બ્હેન એક દાકણ છે. બોસફરસપર બે વરસ સુધી જવાન શખ્સોની લાશની લાશ જે તણાઇ આવતી હતી અને જે લાશો છેલ્લો થોડો વખ્ત થયો વધારે પ્રમાણમાં રોઝબરોઝ ચાલુ હતી તેની મતલબ એજ છે. ઇસમીલદાની બ્હેન તે શીકારી થયલા જવાનોનું પેલા હબશી પાસે ખુન કરાવીને તેઓનું તાઝું લહુ થોડુક પીવા બાદ તેમને તે ભેદી ઓરડાના ભોંયરામાંથી પસાર થતા નાલાંમાં હોમાવી દેવાડતી અને પછી,–પછી તે લાશ તે નાલાં મારફતે જઇને બોસફરસના પાણીમાં ધસડાતી!"

"ઉફ! ગઝબ! મ્હારા મહેલમાં આએ સીતમ! આએ ઝુલ્મ!"

પાશા એક દીવાના માણુસની માફક માથાપર બેઉ હાથ મારી મારીને બોલ્યો "મ્હારા જેવા એક મુલાયમ પ્રકારનો સ્વભાવ ધરાવનારા માણુસના મકાનમાં રાક્ષસી સ્વભાવના માણુસોની હસ્તી!"

"અમો ત્રણે બીરાદરોબી તે ખુનીઓના શીકાર થઈ પડતે, પણ નશીબ સંજોગે બચી ગયા અને બચી ગયા તે એવા ખુશ નશીબમાં બચ્યા કે ત્હમારી નેક બેટીઓ અને ભત્રીજીના હાથના ઉમીદવાર થઈ રહયા." પાશાનો ગમ ભુલાવા હવે ખલીલે હસ્વાનું કીધું, અને તે તેમ બોલી રહીને હસ્યોબી.

"અઝીઝ જવાન" પાશા બોલ્યો "હસમીલદાની માણસાઇ લહુ પીનારી રાક્ષસી બ્હેનને પકડવા માટે હવે ચાલો. મ્હને એ પલીદો મ્હારા મકાનમાં એક પળબી વધારે રહે તે ગમતું નથી. અને પકડવા માટે હબશીઓને બોલાવવા જોઇતા હોય તો હુકમ કરો—મ્હારો હુકમ ચાલો હું આપું અને આપણે તેને પકડીએ."

"નહીં—નહીં," ખલીલ બોલ્યો "હબશીઓની કોઇ જરૂર નથી. તે ડાકણમાં ઝોર એટલું બધું નથી. મ્હને મ્હારા સદકે બધી વાતની ખબર આપીછે. અમીનાના શીકારોને હસિમીલદા શરાબ પીવડાવી ફસાવે, હબશી તે કમઝોર છોકરને હસિમીલદાની બ્હેન આગળ ઉપાડી જાએ, ત્યાં લઇને તે બીચારા જવાનનું ખુન કરે, તેની ગરદનનુંજ લહુ તે ડાકણ પીએ, અને પછી તે જવાનની લાશને નાલાંમાં ફેંકવામાં આવે!"

"કમકમાટ—કમકમાટથી મ્હારૂં લહુબી સર્દ થઇ જાયછે" પાશા કંપી કંપીને બોલ્યો "સારૂંજ થયું ખલીલ કે ત્હમે મહે-

લમાં રહીને ભેદ શોધ્યો, નહીં તો મ્હારાજ મેહેલની અંદરનાં પાપી-ઓને માટે મ્હારા બીરાદરની કત્લ કરવામાં આવતે !"

"પાક ખુદાનો ઇનસાફ્ રાસ્ત છે, નીદોષોને તે છેલ્લી ઘડી-એબી બચાવેછ અને ગુન્હગારો ગમે તેટલાં છુપાં રહે તોબી તેઓને ખરા આકારમાં ખુલ્લાં પાડી દેછ." ખલીલ બોલ્યો, અને પછી તેઓ પેલા ભેદી ઓરડા તરફ ગયા.

પાશાની મદદથી તે ઓરડો ખોલવામાં આવ્યો, અને તે કોઇ દદાને ગીરફતાર કરવામાં આવી.–થોડો વખ્ત પછી અમીના અને તે દાકણને પેલા બે પાપીઓને જ્યાં કૈદ કરવામાં આવ્યાં હતાં ત્યાંજ મોકલવામાં આવી.

ખલીલ, પાશા, લૂકાસ, અને જુલીઅન તે પછી પાશાના દીવા-નખાનામાં ગયા અને ત્યાં પાશાનો ગમ ભુલાવવા વાતો કરવા લાગ્યા.

થોડો વખત ગયો કે મેહેલના એક નૌકર સાથે સદક હાંફલો ફાંફલો ગભરાયેલો દોડી આવ્યો, અને ખલીલ તરફ જોઇને બોલ્યો "મ્હારા નામવર, ગઝબ–ગઝબ થયો છે."

"શું થયું ! ઇસમીલદા ન્હાસી ગઇ? હબશી ન્હાઠો, કે અમીનાં સાથ પેલી દાકણ ફરાર થઇ ગઇ?" ખલીલે પુછ્યું.

"તે નાબકારો તો જ્યાં આપે કૈદ કરાવ્યાં છે ત્યાંજ છે, મગર,–" અને તેટલું બોલીને તે અટકી પડયો.

ખલીલે તે જોઇને ઝડપથી પુછ્યું "શું છે? જલદી બોલ."

"શાહઝાદા મુસ્તફાએ બળવો જગાડયો છે, અને નામવર સુલ-તાન સલીમનું કોઇ બળવાખોરે ખુન કીધું છે."

"શું !" ખલીલ મૌત જેવો ફીકો બની ગયો "નામવર સુલતાનનું ખુન ?"

"હા, નામવર," સદકે કહ્યું.

ખલીલને હવે કાંઇજ સુજ્યું નહીં, તે તો એક દીવાના માણસની માફક એમથી તેમ બેવાર ફર્યો, તેણે પાશાને કે પોતાના મીત્રને કાંઇબી કહેવાની ફુઅમ રહી નહીં—અને સદકની સાથ અતી ઝડપથી ગયો !

પાશા તઅજ્જુબ રહયો અને લુકાસ તથા જુલીઅન તરફ જોઇને બોલ્યો "આએ ઘણી ખરાબ ખબર છે, આપણુનેબી તુરતજ જવું જોઇએ. પણ, જોયું કે ? મ્હારા કરતાં તો ખલીલમાં તે ખબરથી ઘણો મોટો ફેરફાર થઈ ગયો.—મ્હારા જવાન અઝીઝો, આપણો ખલીલ કોઇ ઘણોજ આલા દરજ્જાનો માણસ છે."

અને તે બાદ પાશાના મેહેલમાંબી બધી દોડધામ થઈ રહી: પાશા, લુકાશ, અને જુલીઅન બળવાખોરો તરફ જવા નીકલ્યા કે ઝુલીખાએ પોતાના પીતાના મકાન તરફ જવાં ચાહયું. ત વ્હાલી બેટી પોતાનો પીદર હવે ભયથી મોકલો થયો હતો તે ખબર જાણ્યાથી ખુશાલીમાં આવી ગઈ હતી. ઝુલીખાને જતી જોઇને ગુલનાર અને થીરઝાએબી પોતાના કાકા કેદીઆસકરને મલવા જવા ચાહયું. અને અને, તેથી, તે બધાં નાવડીમાં બેસી ગયાં.

* * * *

તે બીજે દીવસ હતો. જે દીવસે સ્હાંજનાં માલુમ પડયું કે સુલતાનના વડા બેટા માહમુદે લશકરી મદદ સાથ બળવાખોરોને દબાવી દીધા હતા. તે પોતાના ભાઇને ગીરફતાર કરવા માંગતો

હતો, મગર લશકરમાંના કોઇ જુનુની સીપાહીએ ગાદી પચાવનાર મુસ્તફાને મારી નાખ્યો હતો.—મુસ્તફાના મરણથી અને બળવાખોરોની હારથી પાછી શાંતી ફેલાઇ હતી, અને હવે તુર્કસ્તાનની ગાદી પર સુલતાન માહમુદ બેઠો હતો-

સુલતાન મહામુદ બીજાની તખ્તનશીની બાદ બીજે દીવસે કેદી આસકરને મકાને એક પયગામચી આવ્યો જેના લાવેલા પયગામ પરથી એ જણાયું કે તે દીવસની સ્હાંજના કેદીઆસકરને, તેના ભાઇ દૌલતવાન પાશાને, લુકાસ અને જુલીઅનને, કેદીઆસકરની બાનુ અને બેટીને, દૌલતબાનની બન્ને બેટીઓને ખાસ સુલતાનની મુલાકાતે આવવાનું આમંત્રણ થયું હતું. આ એક ઘણુંજ મોટું માન હતું, અને તે મેળવવા માટે કેદી આસકર અને દઉલતખાન પાશા તથા તેમનાં કુટુંબીઓ બહુજ ખુશી થયાં હતાં.

* * * *

તે સ્હાંજના નવા સુલતાનના હુકમથી તે નામવરની મુલાકાતે બધાં બની ઠનીને ગયાં. તેમને એક આરાસ્તા દીવાનખાનામાં બેસાડવામાં આવ્યાં, જ્યાં બે તરફ ઉંચા મખમલની કુરસીઓ ગોઠવેલી હતી અને તે હારોની વચે નાકા પર એક ન્હાનું, મગર, કીમતી તખ્ત મુકેલું હતું, બાનુઓએ બુરકા નાખ્યા હતા, જ્યારે મર્દો સર નમાવીને બેઠા હતા.

સુલતાનની આમદ થવાની ખુશખબરી એક ચોબદારે આપી કે બધાં ઉઠી ઉભાં થયાં, અને તેઓએ રીવાજ મુજબ ઝમીનપર પોતાની નઝર નમાવી. જહવાહીરોથી મઢેલાં કપડાં અને હીરાઓથી ચકચકીત બનેલી તુર્કીશ પઘડી જેમાં સુલતાની કાર્તીનું પીછું હતું

તેમાં સજ્જ થઇ આવીને નવા સુલતાન બીરાજ્યા. તે નામદાર તખ્ત પર ગોઠવાયા પછી બોલ્યો "આપની મુબારક જગ્યાઓ ઉપર બેસો, અને નઝર ઉઠાવીને મ્હારી તરફ જુઓ."

ઓહ! તે આવાઝ! તે આવાઝ વાજીંત્રના એક મીઠા મીઠા સરોદની મુઆફેક દઉલતબાન, ગુલનાર, થીરઝા, લુકાસ અને જુલીઅન, અને–અને અઝીઝ ઝુલીખાંને પ્યારો પ્યારો લાગ્યો! તે આવાઝ તો તે લોક છેલ્લો થોડો વખ્ત થયો હરરોઝ સાંભલતાં હતાં! જ્યારે તેઓએ નઝર ઉઠાવીને જોયું ત્યારે તેઓએ શું જોયું ? તેમનો બહાદુર અઝીઝ ખલીલ ઓસમાન તો આખા તુર્કસ્તાનનો નવો સુલતાન માહમુદ બીજો હતો! પાક ખુદાની શાન!

બધી બાનુઓએ ચહેરા પરથી નીકાબ ઉઠાવી લીધા.–અને તે વખ્ત કે જ્યારે સુલતાનની અને તેની માશુકા ઝુલીખાની નઝર એક થઇ ત્યારે દુન્યા એક સર્વોતમ બીહીસ્તના મુકાબલામાં તે બન્ને આગળ મુકાઇ ગઇ! ઝુલીખાંએ તે પ્યારી પ્યારી આંખો શર્મથી ફેરવી લીધી, અને તે આંખોએ તે પછી ખુશીના આંસુઓ ટપકાવ્યાં!

"મ્હારાં અઝીઝો" નકલી ખલીલ ઓસમાન ઉર્ફે શાહઝાદો માહમુદ ઉર્ફે નવો સુલતાન માહમુદ બીજો બુલંદ આવાઝે બોલ્યો "મ્હારી પ્યારી ઝુલીખાં જેવણને હવે આપણે સુલતાનાના પ્યારા નામથી બોલાવીશું તેવણના પીદર નામદાર કેદીઆસકર હસન એફેનદીને મ્હારા મરહુમ પીદરે આંઠ દીવસમાં ખુનનો ભેદ શોધી કાઢવા કહયો ત્યારે મ્હારા એક અમલદાર આગલ ઝુલીખાં કાલાવાલા કરતી આવી, તે અમલદારે બધી વાત મ્હને કહી, અને મેં મ્હારો ચહેરો બતાવ્યા વગર કે ઓલખ આપ્યા વગર ઝુલીખાને હસ્તે

મોઢે પોતાને ઘેર જવા કહ્યું. ઝુલીખાંને જવા કહ્યા બાદ મેં છુપેથી શહેરનો રાહઘાટ જોવાની તૈયારી કીધી. મેં મ્હારૂં નામ ફેરવી નાંખ્યું મ્હારા પીદરને મેં બધી વાત કહીને તેવણની વીટી મેં કોઇ આફત વખ્તે કામ લાગે કરીને લીધી, મેં મ્હારા ચહેરામાં થોડોક ફેરફાર કીધો, અને શહેરમાં નીકલ્યો. પાક ખુદાની મહેરે મદદથી તેજ દીવસે લુકાસ અને જુલીઅન મલી ગયા અને અમને અમીના મહેલમાંજ લઇ ગઇ. તે પછીની બધી વીગત તો તહમને રૌશન છે. મ્હારા અઝીઝો, પાક ખુદામાં હંમેશા ભરૂસો મુકવો જોઇએ અને તેને ભરૂસે હીમતથી નેક કામ કરવામાં ઝંપલાવવું જોઇએ, જેથી આખીરશમાં ફ-તેહજ મલે છે.”

*　　　*　　　*　　　*

બીજે દીવસે આખા શહેરમાં ઘંઘેરો પીટાવવામાં આવ્યો કે બોસફરસના પાણીપર ઘસડાઈ આવતી લાશોનાં ખુનીઓને પકડવામાં આવ્યાં છે અને તેઓને બાઝારના મીનારા આગલ આખો દીવસ તમામ સ્ટુમ્બુલની લાનત અને થુથુ માટે ઉભા રાખવામાં આવનાર છે. તેમ થયું, અને પછી તેમને કત્લ કરીને એક બીજા સાથ બાંધી બોસફરસના પાણીમાં છોડવામાં આવ્યાં. જે ઝાલીમોએ અસંખ્ય જવાનોને બોસફરસમાં નાખ્યા હતા તેઓ પોતેબી તેજ હાલતે પહોંચ્યાં.

*　　　*　　　*　　　*

અને, હવે, શાદીઆબાદી મચી રહીઃ સુલતાન માહમુદની ઝુલીખાં સાથે થઇ, અને લુકાસ તથા જુલીઅનની શાદી તેમની પ્યારી માશુકાઓ સાથે થઈ.—સુલતાના ઝુલીખાએ પોતાના માબાપને પોતાના

મેહેલમાંજ રાખ્યાં, અને પોતાની ચચાઝાદીઓ તથા તેમનાં શાહ-રોને એક ખાસ જુદો મહેલ રહેવા માટે આપ્યો."

બેગમ-ગુલરૂખની બુઆએ ઉપલી વાત પુરી કરી રહેવા પછી કહ્યું "પ્યારી બેગમ, તમારે ગમ નહીં કરવો જોઇએ. તમને દગો દેવામાં આવ્યોછે તે વાત ખરી, પણ તમે જેમ કહોછો તેમ બધા મર્દોજ બેવફા હોતા નથી, મેં મ્હારી વાતથી તમને દેખાડી આપ્યું છે કે ઓરતોબી મર્દો તરફ કેવી બેવફા હોય છે-દકિલતખાન પાશા કેવો ભલો હતો છતાં તેને કેવી બેવફા મ્હોરદાર મળી હતી!-તેથી, હવે એ વાતપર ધ્યાન પહોંચાડીને રડવાનું દુર કરો અને આરામ અખત્યાર કરો, જરા સુઇ રહો. હું કમરને રમાડીશ."

બેગમ ગુલરૂખને તે સધ્યારાથી કંઇક શાંતી મળી અને તે મોડી નીંદમાં પડી.

---

## પ્રકરણ ૭ મું.

### "ગરદીશ મંઝીલ"માં ખુનરીઝી!

બેગમ ગુલરૂખે જો કે મલીકા ખુરશીદથી ફકટ એકજ વરસ હવાખોરી જવા માટેની રજા લીધી હતી છતાંબી આજ લગભગ સત્તર મહીના થયાં છતાં તે લકનોમાંજ હતી. બેગમે મલીકાપર એક કાગલ લખી નાંખીને પોતાની મરઝી હજુણ બીજું એક વર્ષ લકનઉમાંજ રહેવાની હતી એમ જણાવ્યું અને તેણે તે કાગલની નીચે ખાસ

નોંધ કરીને લખ્યું "નામવર મલીકા, હું તો ત્હમારી તરફ આવીશ ત્યારે લકનઉના એક મુફલીસના બચ્ચાને મ્હારા પાળક-બેટા તરીકે લઇને આવીશ. મ્હને બચ્ચું નથી, હું દુન્યાની જંજાળમાં પડવા માંગતી નથી, અને તે છતાંબી જ્યારે મ્હારી પાસે એક મોટો કાહારૂનનો ખઝાનો છે તો તેનો ખાનાર કોણ? મ્હારી દોલત ખાવા માટે હું એક યતીમ લડકાને લકનઉથી ભોપાલ લઇ આવીશ."

હવે, આપણે બેગમ ગુલરૂખને તેના બેટા કમર સાથે લકનઉમાં છોડીને પાછા ભોપાલ તરફ ફરશું. આપણે જોઈ આવ્યા છીએ કે સીકંદરી સરાઈ નામના તે વખ્તના ધોરી રસ્તા તરફ બેગમ ગુલરૂખનું બાદશાહી મકાન "ગરદીશ મંઝીલ" આવેલું હતું. એ 'ગરદીશ મંઝીલ'માં બેગમની દોલત છુપી રીતે કેડે ગોઠવાયલી હતી.—અને હવે, ગુલરૂખ લકનઉમાં છે તે દરમ્યાન શું બને છે તે આપણે જોઇશું:

એક મધરાત્રે જ્યારે તમામ સુનસાન હતું, તે વખ્તે એક સીહાપોશ આદમી હાથમાં એક ચોર ફાનુસ સાથે "ગરદીશ મંઝીલ" ના ભોંયરામાં ફરતો હતો. તે પોતાની નીશાન કીધેલી એક જગ્યા પર આવીને જેવો ઉભો રહયો કે એક રાક્ષસી કદનો શખ્શ તેની સામે થયો અને તેનો ખંજરવાળો હાથ ઉંચકાયો. તે ખંજર પેલા સીહાપોશની છાતીમાં જગ્યા લઈ લે તે આગમજ તો સીહાપોશ બે કદમ પાછલ હટી ગયો અને વીજલી ચમકે તેમ હવામાં એક તલવાર ચમકી રહી અને તે પેલા રાક્ષસી કદના શખ્શના ખભાંમાં પુર ઝોરથી ઉતરીને નીચે મુધી ગઇ. એક દર્દમંદ 'આહ' સાથે જેવો તે શખ્સ પાહાડના એક તુટેલા ટુકડા મીસાલ ઝમીનપર

પડયો કે તેનો આવાઝ સાંભલીને તીલીસમાત ખુલતું હોય તેમ એક દરવાઝો ખુલી ગયો અને તે દરવાઝાની અંદરથી દશ માણસો હાથમાં નાગી તલવાર લઇ બાહર નીકળી આવ્યા. સીહાપોશે પોતાના જાનનો જોખમ જોયો, જેથી તેણે એક સીપટી કમરબંદથી નીકાલીને ફોડી અને તે સીપટીના આવાઝ સાથ ત્યાં માથાથી પગ સુધી હત્યારમાં સજાયલા પચીસ માણસો નીકલી આવ્યા! તુરતજ સીહાપોશે પોતાના હાથમાંના ચોર ફાનુસનો ઉજાળો પેલા દશ ઉપર નાંખ્યો અને તે વખ્તે એક મોટા શોર સાથે પચીસ માણસો પેલા દશ ઉપર તુટી પડયા. એક સખ્ત ઝપાઝપી તે અંધારામાં થઇ, અને જોકે ચોર ફાનુસના ઉજાળાથી પેલા પચીસ પેલા દશને જોઇ શકતા હતા છતાંબી પચીસવાલી બાજુએથીબી તપાતપ માણસો કપાઇને પડવા લાગ્યાં.

ફક્ટ દશ મીનીટ ત્યાં ખુનરીઝી ચાલી, પણ તે વખ્તમાં પેલા દશેદશ મુઆ ત્યારેજ પેલા સીહાપોશનું કાંઇબી વળી શકયું. સીહાપોશે પોતાની તરફના આદમીઓ જેઓ બચ્યા હતા તેમને પોત પોતાનું નામ બોલવા હુકમ કર્યો, અને તેમ જ્યારે કરવામાં આવ્યું ત્યારે જણાયું કે પચીસમાંથી માત્ર પાંચજ બાકી હતા!

પોતાના પાંચ માણસોને લઇને તે સીહાપોશ હવે પેલા ખુલેલા દરવાઝામાંથી અંદર દાખલ થયો અને ત્યાં જઇને તેણે શોધખોળ ચલાવી તો ખાસ્સો એક કાહારૂનનો ખઝાનો ત્યાં જોયો! સીહાપોશે તે ખઝાનો લેવા અગાઉ પોતાના ખીસામાંથી સીહાઈ કલમ અને કાગઝ કાઢયાં; જે પરથી એમ જણાતું હતું કે સીહાપોશે અગાઉથી બધી

તૈયારી કરીનેજ આ તમામ પગલું ભર્યું હતું, તેણે એક કાગલ લખ્યો જે કાગલ નીચે મુજબ હતો:

"બેગમ ગુલરૂખ—ત્હારી કારરવાઇઓથી હું બાદશાહ નાસીર તેની મ્હોરદાર મલીકા ખુરશીદ અને તેની ભત્રીજી ઝુલીખાંથી દુર થયો છું, મ્હને તેં તેઓની નઝરમાં અલખામણો કીધો છે અને તેથીજ તેઓએ મને ધીકાર્યો છે, મગર યાદ રાખ કે હું ત્હમો બધાંપર તેનો ઇનતીકામ લઇશ. હું તુને બરબાદ કરીશ અને તે પછી બાદશાહ નાસીરના આખાં કુંટુંબને. તેં મ્હને તલવારની ધાર પર ચલાવ્યો, પણ હુંબી જો તુંને તલવારની ધારપર નહિ ચલાઉં તો મ્હારૂં નામ અફ્ઝલ નહીં. મેં સાંભલ્યુંછ કે તું હમણાં લકનઉમાં પડી રહીછ, તું શા માટે પડી રહીછ તેની મ્હને ખબર નથી, પણ હું જો ચાહું તો આજેજ ત્હારી તરફ આવવાની તૈયારી કરૂં અને તુને સ્વાદ ચખાડું, પણ મ્હને બીજી તરફ ઘણું અગત્યનું કામ છે. ત્હારીપર બદલો લેવાનું કામ શુરૂ થઇ ચુક્યું છે, ત્હારા વરસો સુધીના છુપાવેલા ખઝાનાના અગીઆર પાસબાનોને મ્હારા માણસોએ આજ રાતના કાપી નાખ્યા છે અને હવે આજથી ત્હારો ખઝાનો હું લુટી લઇશ. હું તુને મુફલીસ બનાવીને છોડીશ. એટલુંજ નહીં, પણ હું તુને તલવારની ધારપર એવી ચલાવીશ કે ત્હારા ટુકડે ટુકડા થાય. લી૦ એકવારનો તારો દોસ્ત મગર હવેથી ઝીંદગીભરનો ત્હારો કટ્ટો દુશમન, અફ્ઝલ."

મજકુર ધમકી ત્યાં છોડીને ત્યાંનો ખઝાનો લેવાયો તેટલો લઇને તે હત્યારબંધ માણસો ત્યાંથી રવાના થયા.

* * * *

મજકુર બનાવને થોડો વખ્ત વીટવા પછી છુપી રીતે બેગમ ગુલરૂખ ફીક સાથ ભોપાલ આવે છે અને જે માણસને તે પોતે તલવારની ધારપર ચલાવનાર હતી તેજ માણસે તેને પોતાને તલવારની ધારપર ચલાવવા માંડી હતી તે જાણીને અદેશામાં તે ગર્ક થાય છે !

# પ્રકરણ ૮ મું.

## દોલતમંદ મુફલીસ!

બેગમ ગુલરૂખ પોતાના બેટા કમર સાથે પોતાના મકાન "ગરદીશ મંઝીલ"માં પાછી આવીને જ્યારે રહી ત્યારે તેણે એવી બુમ ઉડાડી કે કમર તેનો કરી લીધેલો પાલક બેટો હતો. મગર, ભોપાલમાં તે બાબદથી થોડોક વખ્ત છુપી ચર્ચા ચાલી રહી; કોઇ કહેતું કે બેગમ કોઇના પંજામાં ફસી ગઇ હતી અને કમર તેનો પોતાનો બેટો હતો, અને કોઇ બોલતું હતું કે બેગમે કોઇ મુફલીસ સગાને ખટાવવા તેનો બેટો પાલક તરીકે લીધો હતો, અને કોઇ કહેતું કે બેગમ કોઇનું બચ્ચું ચોરી લાવી હતી!—ઝાતઝાતની ગપશપ થોડોક વખ્ત ચાલુ રહી અને પછી કાયદા મુજબ બધુંજ ઠંડુ થઇ રહયું.

બેગમ ગુલરૂખ પાછી મહેલમાં મલીકા ખુરશીદની સાહેલીઓની વડી તરીકે રહી અને તેનો કમરબી મહેલમાંજ રહેવા લાગ્યો. પહેલી

વખ્તે બેગમ મલીકા ખુરશીદની પાસે રહી હતી ત્યારે તે ખુબ દૌલતમંદ હતી, મગર હવે તો તેની તે દઉલત તમામ અફઝલે લુટી લીધી હતી. બેગમે પોતાનો ખઝાનો લુટાયો હતો તેની વાત કોઇનેબી માલુમ પડવા દીધી હતી નહીં અને અસલીજ ભપકો-સપકો રાખવાને માટે તેણે પોતાના આંગપરના દાગીના રફતા રફતા છુપી રીતે વેચવા માંડયા હતાં, બેશક, તે જ્યારે લકનઉ ગઇ હતી ત્યારે પોતાના કેટલાક દાગીના સાથે લઇ ગઇ હતી અને તેજ આજે તેને કામ લાગતા હતા. તે અસલીજ બેગમ હતી, અસલનીજ માફક દઉલતમંદ કહેવાની હતી, મગર બાતીનમાં તો તે બીચારી હમણાં એક દઉલતમંદ મુફલીસ બની રહી હતી. પોતાનું તે બાતીની દુખ કોણને કહેવા જાય? જે માણસે તેની સાથ શાદીના કઓલનો ઇકરાર કરીને પાછલથી દગો દીધો હતો તેજ માણસે તેની દઉલત પરબી હાથ માર્યો હતો! બેગમ છુપી છુપી ગમ ખાતી, અફસોસ કરતી, ઘણીવાર બેસાને એક ફુલની માફક મુરજાઇને બીછાનાપર પડતી, અને ખુબસી રડી લઇને પછી ઉઠી પોતાના મનમાં ફરયાદ ઉઠાવતી "જેને હું તલવારની ધાર પર ચલાવવાનો ઇરાદો કરતી તે મ્હને તલવારની ધાર પર ચલાવેછ!"

હવે, ત્યારે ભોપાલમાં એક દઉલતમંદ મુફલીસને છોડીને આપણે બીજી તરફ બીજા એક દઉલતમંદ મુફલીસની ખબર લઇશું:

દક્ષીણ હીંદુસ્તાનના એક જંગલમાં આપણે જઇશું જ્યાં ઝમીનની નીચેના એક ઝબરદસ્ત મોટા ભોંયરામાં ખાણીપીણી અને રંગરાગનો દઉર ચાલે છે. કાળા પત્થરની દીવારો ચારે તરફ છે અને તે ઓરડો ઘણોજ મોટો હોવા સાથે ઘણોજ આલીશાન છે. ઓરડાની વચ્ચો

વચ્ચમાંની છતે લટકતી એક મોટી બત્તી સળગતી હોવા સાથ ચારો તરફ ન્હાની ન્હાની બત્તીઓથી ત્યાં ભભુકેદાર ઉજાળો થઇ રહયો છે. ચારે તરફ ધુપદાનમાંના આતશપર મુકેલી ખુશબુદાર ચીઝોથી ખુશબુ નીકળી રહી છે, અને સુંદર ગલીચાઓ પર બીછાવેલાં ગદેલાઅને તકી-આને ટેકવીને ત્યાં બધા મર્દોજ બેઠા છે. તેમાંનો એક તો એક સઉથી ઉંચા ગદેલા પર ઉંચી જગ્યા પર બેઠેલો નઝરે આવે છે અને તે સઘલાઓની પાસે શરબતની પ્યાલીઓ અને મેવાની રીકાબીઓ છે.

બધાઓ ખુશ ગુફતેગો કરતા બેઠેલા છે, અને પેલી ઉંચી જગ્યા પર બેઠેલા શખ્સ સાથે વાત કરતા કરતા તેઓ વધારે અદબ બતાવે છે.-- રાત્રીનો વખ્ત છે અને તેઓ સઘળાઓ ખાઇ રહયા પછી મેવા અને શરબતની લીઝઝત ઉડાવે છે.

"શેરખાં." ઉચી મસન્દપર બેઠેલા શખ્સે પુરતા દમામથી કહયું.

"જી, સરકાર." તે કોઇ શેરખાંએ છાતીપર હાથ મુકી નમી નમીને જવાબ આપ્યો.

"આજ એકબી શીકાર હાથ નહીં આવ્યો એ ઘણુંજ ખોટું થયું છે." પેલો સરદાર બોલ્યો.

"શમશીરબહાદુર અને જવાંમર્દખાં ખાસ બે મોટા શીકારોને પકડવામાંજ સ્હાંજના રોકાયલા હતા" શેરખાંએ ખુલાસો કીધો "તેઓને મોડું થયું છે પણ હું ધારૂં છુ કે જે વખત જાય છે તેમાં તેઓ પોતાના શીકારને સપડાવીનેજ લાવતા હશે."

"તેમની મદદમાં કોણ છે?" સરદારે સવાલ કીધો.

"આપણા બીજા ચાર ભાઈબંધો તેમની અતરાફના બે માઇલની તફાવતે બીજા કામપર લાગ્યા છે જેઓ તેમને મદદ આપશેજ" શેરખાંએ કહયું, અને વધાર્યું "આપને ખબર આપી છે તે મુજબ

આજે આપણા છ ભાઇઓ ગયરહાઝર છે, શમશીરબહાદુર અને જવાંમર્દખાં બે કુવ્વતદાર આદમીઓને પકડીને આપણામાં તેમને શામીલ કરવા માટે લાવવાના કામપર મંડયા છે જયારે આપણા ચાર બીરાદરો એક તાઝા શીકારને લુટવાના છે; એક માલદાર વેપારી પોતાના છ હત્યારબંધ માણસો સાથે તે રસ્તેથી પસાર થનાર છે, આગલથી મેલવેલી ખબર મુજબ એક ગામથી બીજે ગામ તે વેપાર અર્થે જાય છે અને તે ઘણો હીમાકતથી ભરેલો છે, તેની શેખી તો આપણા આ ચારે બીરાદરો ઝટ ઉતારી દેશે અને તેને ખાલી બનાવીને છોડશે."

"હા, પણ સાંભલો, દરવાઝા પર ભેદી ટકોરા પડે છે, વધારે સાંભલો, આપણી છુપી નીશાની પ્રગટ સંભલાય છે. જાઓ, દરવાઝો સંભાલથી ખોલો."

રાએતાની સભાળ લઇને દરવાઝો ખોલવામાં આવ્યો અને તેમના છ સાથીઓ બે આદમીઓને પકડીને તથા કેટલાક કોથળા ઉંચકીને અંદર લઇ આવ્યા.

"કેમ શીકાર પુરા સપડાયા?" શેરખાંએ પુછયું.

"જી." છમાંના એકે જવાબ આપ્યો, અને બોલ્યો "મગર, આપણા બે ઘોડાઓ મરણ પામ્યા છે."

"ઘોડાઓની ફીકર નહીં કરો, તહમો છએ છ સલામત છો એટલે ઠીક." શેરખાંએ કહયું "બચેલા ઘોડાઓને તબેલામાં છોડયા કે?"

"હા." જવાબ મળ્યો.

"ઠીક, તો સરદાર નામવર પાસે લુટેલો ખઝાનો અને આ ખઝાનો અને આ બે શીકારોને લઇ ચાલો." શેરખાંએ કહયું.

તે પ્રમાણે તે છએ છ લુટારૂઓ પોતાના સરદાર તરફ ગયા અને તેઓ પેલા બે પકડેલા આદમીઓ અને પેલા કોઠલાઓને લેતા ગયા. ખઝાનો મુકવામાં આવ્યો અને પેલા બેને ત્યાં પકડી ઉભા રાખવામાં આવ્યા.

"બીરાદરો" પેલા બે તરફ જોઇને પેલા સરદારે કહ્યું "અમો લુટારૂઓ છીએ અને ત્હમને લુટારૂ બનાવવા માંગીએ છીએ. અમારામાં જો ત્હમો શામીલ થશો તો ત્હમને અમારા ભાઇ તરીકે ગણવામાં આવશે, અમે પહેરશું તે ત્હમને પહેરાવવામાં આવશે અને અમે ખાઇશું તે ત્હમને ખાવા માટે આપવામાં આવશે. અગર જો લુટારૂ બનવા માંગતા હોવ તો કસમ ખાવા તઇયાર થાઓ અને જો અમારામાં શામીલ નહીં થવા માંગતા હોવ તો મરવા તઇયાર થાઓ."

પેલા બેઉ લુટારૂ બનવા તૈયાર થયા અને તેમને કસમ ખવાડવામાં આવ્યા.—પછી બાકીનાઓએ ખાઇ લીધું અને વણઝારાના બે લુટારૂ ભાઇબંધો સાથે તે દીવસના થાકેલા તે બધા લુટારૂઓ રાત્રીના ખાબ કરવાને માટે પોત પોતાને બીછાને ગયા.

લુટારૂઓનો સરદાર પોતાના બીછાનામાં પડયા પછી વીચાર કરીને મનમાં બબડવા લાગ્યો "હવે વખ્ત નઝદીક આવતો જાય છે કે જયારે મ્હને થયલા અપમાનોનો બદલો મ્હારે લેવો. મ્હને બરતરફ કરવામાં આવ્યા પછી મેં લુટારૂ ઝીંદગી અખત્યાર કરી, દુઃખ અને સીતમ ખમી ખમીને મે સાથીઓ મેળવ્યા, તે સાથીઓની મદદ સાથ મેં "ગરદીશ મંઝીલ" નો ખઝાનો લુટયો, મ્હને ફસાવનારનો ખઝાનો લુટીને તેજ ખઝાનામાંથી મેં ઘણા ખરાં

લુટારૂઓ મેળવ્યા અને તેજ ખઝાનાના પ્રતાપથી હું લુટારૂઓનો સરદાર થયો. હવે હું મ્હને ધીક્કારનારાંઓ ઉપર ઇન્તીકામ એજ લુટારૂઓથી લઇશ અને તેમને બરબાદ કરીશ—મગર, અફસોસ કે આટલા બધા મોટા ખઝાના છતાં, મ્હને મ્હારી હાલની ઝીંદગી પસંદ નથીજ. હું અગાઉ એક મધ્યમ હાલતનો શખ્સ હતો લેકીન આબરૂદાર એક અફસર હતો, મગર હમણાં તો એક ઝબરદસ્ત મોટી દઉલત છતાં બદમાશ લુટારૂ છું, કીસમત મ્હારા કે હું છતે ધને નીર્ધન છું!"

અઝીઝ વાંચનાર, આ બીજો દઉલતમંદ મુફલીસ કોણ છે? કોઇજ નહીં પણ અફઝલ. શાહ નાસીરનો બરતરફ થયેલો અફસર, શાહ નાસીરની ભત્રીજી ઝુલીખાંનો નાહક બદનામ થયલો ભવિષ્યનો ધણી, બેગમ ગુલરૂખનો દગાબાઝ ધણી, અને કમરનો બાપ, અફઝલ! અફઝલ પોતે!

## પ્રકરણ ૯ મું.

## ચઢતી પડતી.

* બે વરસ વહી ગયા.

અને તે બે વરસ બેગમ ગુલરૂખે મલીકા ખુરશીદના મહેલમાં પોતાના બેટા કમર સાથે ગુઝાર્યાં, જ્યારે પેલી તરફ તેના દુશમન

અફઝલે પોતાના લુટારૂ પેશામાં વધારો કરવામાં કાઢયાં. બેશક બેગમ ગુલરૂખનો તે કહારનનો ખઝાનો અને લુટથી વારંવાર મલતો ખઝાનો અફઝલને એટલો તો ઉપયોગી થઈ પડયો કે તેની મતલબમાં તે દર દીવસ ગોયા ફાવતો અને ફાવતોજ રહયો. અને, જ્યારે આપણે તે બે વરસ પછી હમણા તેને જોઇએ છીએ તો આગલના કરતાં તેની લુટારૂઓની ટોલી સંખ્યામાં ઘણી વધી ગઇ છે, ગોયા એક ફોજ પોતાની બાજુમાં અફઝલે તૈયાર કરી છે.

હવે, ત્યારે એ ફોજથી અફઝલ શું કરવા માંગે છે? તે બીજા મુલકોના બાદશાહોથી છુપી રીતે પોતાની લુટારૂ ફોજ સાથ આગલ વધીને બાદશાહ નાસીરનું તખ્તો તાજ પોતે લઈ લેવાનો ઇરાદો કરે છે. અને, તે તે ઇરાદામાં ફાવે છે.

ભોપાળની સરહદમાં છુટા છવાયા થઇને આવેલા લુટારૂઓ એક રાત્રે પોતાના સરદાર અફઝલને સામટા જઇ મલે છે અને તેજ રાત્રે મધરાત્રે તેઓ બાદશાહ નાસીરના મહેલ પર છાપો મારે છે. બેશક, છાપો મારવા સાથેજ તેઓ મહેલમાના તમામ આસામીઓને ગીરફ્તાર કરે છે કેમ જે બાદશાહી ફોજ તુરતા તુરત કાંઇબી કરી શકતીજ નથી. મગર, તે બાદ જ્યારે શહેરમાં શોરોગુલ મચી રહે છે ત્યારે બાદશાહી લશકર અફઝલના લુટારૂઓ સામે સામસામા થાય છે, એક લડાઈ થાય છે અને તેમાં આખીર અફઝલજ ફાવે છે. ફીફ ત્રણ દીવસની તે લડાઇમાં સંખ્યાબંધ આસામીઓ મૌતને જઇ મલે છે. બાદશાહી ફોજની પક-બ-પક તૈયારી થયલી હોવાથી તેઓની હાર થાવ છે અને બચેલાઓ ન્હાસી જાય છે.

અફઝલે મયદાન ખાલી જોઈ રાજ તાજ પચાવી લીધું અને પોતાના કેટલાક લુટારૂઓને તેણે ન્હાસી ગયેલા લશકરની પાછલ મોકલીને તેમને કેદ કરી લાવવા અને લાંચ આપીને પોતાની તરફમાં થઇ જવા માટેની જાલ પાંથરવા મોકલ્યા, અને, અફઝલનો સીતારો બુલંદ હોવાથી થયુંબી તેમજ.

બાદશાહ નાસીરના ન્હાસતા ભાગતા સીપાહો પોતાની પુઠે પડેલા લુટારૂઓને શરણ થયા અને મરવા કરતા તે બેવફાઓએ અફઝલની નોકરી કરવા તૈઆરી બતાવી.—આથી, એક અજાયબ ફેરફાર ઘણુંાંજ ટુંક વખતમાં ભોપાલમાં બની ગયો: બાદશાહ નાસીરના રાજ તાજનો માલીક અફઝલ થયો! તે અફઝલ, કે જે એકવાર તેની નોકરીમાં હતો!

બાદશાહ નાસીર કાંઇ નબળો પોચો નહી હતો, તેણે પોતાના મહેલ પર આવી પડેલા એકાએકના છાપાથી સુધ બુધ તમામ ખોહી નહી દેતાં મહેલમાંના બધાંઓને જેટલાં મળી શકયાં તેટલાં હત્યારો આપ્યાં. તેઓ કોઇ જાણતુંબી નહી હતું કે કોણે મહેલ પર એમ છાપો માર્યો હતો! મહેલના દરવાઝા તોડીને જ્યારે અફઝલ અને અફઝલના લુટારૂઓ અંદર દાખલ થયાં ત્યારે ત્યાં એક ન્હાની ઝપાઝપી થઇ જે દરમ્યાન મલીકા ખુરશીદના ખભામાં કોઇ એક લુટારૂની શમશેર ઉતરી ગઈ અને તેથી તે બીચારી મરણ પામી. ઝપાઝપીમાં અફઝલ ફાવ્યો અને નાસીર હાર્યો: બાદશાહ નાસીર, બાદશાહ નાસીરની ભત્રીજી ઝુલીખાં, બેગમ ગુલરૂખ અને કમર

એટલા અગત્યના આસામીઓ કેદ પકડાવા ઉપરાંત બાદશાહ નાસીરના ઘરખટલાનાં બીજા માણસોબી અફઝલના હાથ પર ગીરફતાર થઇ ગયાં હતાં.

ખરેખર, તે લુટારૂ કે જે ઇન્તીકામના આતશથી રાતોદીન જલતો રહેતો હતો તેણે છેવટે બદલો લીધો, તેણે નાસીરનું રાજ તાજ લઇ લેવા ઉપરાંત બાદશાહ નાસીરને, બેગમ ગુલરૂખને અને ગુલરૂખના બેટા કમરને પોતાની તાજપોશીને દીવસેજ મારી નાખવા માટેની ઇચ્છા કીધી અને તેમ કરવા અગાઉ તેણે જબરદસ્તીથી બાદશાહ નાસીરની ભત્રીજી ઝુલીખાં સાથ શાદી કીધી. તે લુટારૂ સાથ શાદી કરવા ઝુલીખાં બીલકુલ નાખુશ હતી, પણ લાચાર!

એક મહીનો નીકલી ગયો.

અને તાજ પોશીને દીવસે જે કતલ ચલાવવાનો ઇરાદો બાદશાહ અફઝલે કીધો હતો તે મુજબ જ્યારે મહેલમાના તે ત્રણ નઝર કેદીઓને લેવા માટે મારાઓ ગયા ત્યારે ત્યાં કોઇજ હતું નહિ! દુખી બાદશાહ નાસીર, બેગમ ગુલરૂખ અને કમર એ ત્રણે મહેલમાનાં કોઇ નહિ જણાયલા છુપા ભોંયરામાંથી નહાસી જવા પામ્યાં હતાં.

અફઝલે તે ખબર સાંભલીને ઘણો ગમ ખાધો! તે તો પોતાના રસ્તા વચ્ચેના કાંટાંઓને સાફજ કરી નાંખવા માંગતો હતો અને તે. છતાં પોતાની જીતપર ફુલી જઇને તેણે પોતાના કેદીઓને પુરતી રીતે બંદમાં નહીં રાખ્યાં હતાં તે માટે તે હવે બહુ દીલગીર બન્યો.

તે જાણતો નહીં હતો કે કમર તેનો પોતાનો બેટો હતો અને તેથીજ તે તે ત્રણેને પોતાના કાતીલ હત્યાર તળે મારી નાખવાનો હતો—પણ, હવે બાઝી હાથથી ગઇ હતી! તેણે પોતાના છુપા જાસુસો ઘણાબી મોકલ્યા, પણ જેને પાક પરવરદીગાર સંભાળે તેને કોણ એક આંગળીબી લગાડી શકનાર હતું? અફઝલનું કાંઇજ વળ્યું નહીં, અને નાસીર, ગુલરૂખ ને કમર તેના હાથમાંથી છટકવાં પામ્યાં.

અફઝલને બાદશાહ બનેલો અને તેને નાસીરની ભત્રીજી ઝુલીખાનો ભરતાર થયલો જોઇ હવે આપણે બીજી તરફ જઇશું.

*           *           *           *

*           *           *           *

કેશમીરના પાયતખ્ત શ્રીનગરના એક ન્હાના મકાનમાં આપણે એક ગરીબ કુટુંબને વસ્તું જોઇએ છીએ. જે કુટુંબ મુફલીસીના સંકટો નીચે જેમ તેમ દહાડા કાઢે છે, તેઓ ત્રણ છે: ધણી, ધણીઆણી, અને એક છોકરો.

તે કોણ છે? અઝીઝ વાંચનાર, તે કોઇજ નહી પણ ઝમાનાની ચક્કીમાં પીસાઇ ગયલો એક વારનો બાદશાહ નાસીર, એકવારની કાહારૂનનો ખઝાનો ધરાવનારી બેગમ ગુલરૂખ અને ત્રીજો કમર.—ભોપાલથી ન્હાસી આવ્યા પછી નાસીરે અને ગુલરૂખે શાદી કીધી છે અને તેઓ કમરને પોતાની મુફલીસી છતાં સારી રીતે પાલીને ઉછેરે છે.

# પ્રકરણ ૧૦ મું.

## વીસ વરસ પછી.

આપણે છેલ્લાં પ્રકરણમાં જોઇ આવ્યાં છીએ કે બાદશાહ નાસીર એક મુફલીસ થઇ ગયો હતો અને તેના તખ્તોતાજ તેના નઉકર લુટારૂ અફઝલે લઇ લીધા હતા, અને નાસીર બેગમ ગુલરૂખ તથા તથા કમરને લઇને ભોપાળથી ન્હાસી કેશમીર જઇ રહયો હતો અને ત્યાં તેઓ ત્રણે સાથે ગરીબીમાં વસ્તાં હતાં. નાસીર અને ગુલરૂખે શાદી કીધી હતી અને તેઓ કમરને અચ્છી બરદાસ્તથી મોટો કરતાં હતાં તે વાતને આજે વીસ વરસો થઇ ગયાં છે.

એ વીસ વરસના ગાલામાં કાંઇ ઘણું જાણવા જેવું બન્યું નહીં છતાં એટલું તો જાણી લઇશું કે નાસીર અને ગુલરૂખને ત્યાં એક બેટો પયદા થયો હતો અને તેનું નામ તેઓએ નઝીર રાખ્યું હતું. રફતા રફતા નાસીરે કેશમીરના એક તવંગર ફોજી અમલદારને ત્યાં નઉકરી શોધી કાધી હતી અને કમર ને નઝીર લડાયક કેળવણી તે અમલદારને ત્યાંજ પામવા લાગ્યા. લડાયક કેળવણી કેશમીરમાં પામ્યા ખરા, પણ તે છોકરાઓએ પોતાનું કેશમીરમાં કાંઇ ઘણું વળે નહીં એવું જોઇને કોઇ બીજે ગામ નસીબ આઝ-માવવાનો ઇરાદો કીધો.

તેઓ કેશમીરમાં પોતાના બુઢાપા તરફ ઢળતાં માબાપને છોડીને ગયાં, પણ તેમને માટે સારો દીવસ આવશેજ અને પાક પરવરદીગાર તેમને પાછી તેમની અસલી મોટાઇ સપુર્દ કરશેજ એવી

દુઆ તેઓ દેતા ગયા. અને તેઓ જ્યારે કેશમીર છોડી ગયા ત્યારે તેમનાં માબાપે શું કહ્યું? એજ કે "ભોપાલનો બાદશાહ તેમનો મોટો દુશમન છે અને તેનાથી સંભાલીને ચાલવું અથવા તેને કચડી નાખવાનો કોઇ મોકો મેલવવો."

તેઓ ગયા. કમર અને નઝીર, એ બન્ને કેશમીરથી ગયા અને ખસુસન અમીરગઢના સરદારની નઉકરીમાં રહયા. કેમજે, અમીરગઢ ભોપાળની નઝદીકમાં આવેલું હતું અને ત્યાંનો સરદાર જો કે ન્હાનું લશકર ધરાવતો હતો છતાં દીલેરીમાં મશહુર હતો. ભોપાળ પચાવી પાડવા પછી અફઝલે એ વીસ વરસો દરમ્યાન કોઇબી રાજા સાથે લડાઇ ઉઠાવી નહીં હતી, કેમજે તે લડાઇ કરીને ખ્વારી કરવાને બદલે શાંતીમાં રહી પોતાનું લશકર વધારતો ગયો હતો. અફઝલ બડો ડાવકો હતો, તેણે આજુબાજુના રાજા બાદશાહહોને છેડયાજ નહીં, કેમજે તે પોતે ચોર હતો અને તેણે જોયું કે "ચોરીપર સરઝોરી" કરવાના કરતાં તો ગુપચુપજ રહેવું ભલું હતું.

કમર અને નઝીર અમીરગઢમાં આહીસ્તા આહીસ્તા પાયેરી દર પાયેરી ચઢતા ગયા અને આપણે જે વખ્તે તેમને હમણાં જોઇએ છીએ તે વખ્તે તેઓ બન્ને ભાઇઓ અમીરગઢના સરદારના બે હાથ મીસાલજ હતા. કમર અમીરગઢનો સીપેહસાલાર હતો અને તેનો ભાઇ નઝીર તેના હાથ નીચેનો અફસર હતો. અમીરગઢનું લશકર આખ્ખુંજ ગોયા કમર—નઝીરના તાબામાં હતું જો કે તે ફઉજ આજુબાજુના બાદશાહોના લશકરો સાથે સરખાવતા ન્હાની હતી.

એક ચાંદણી રાત્રે અમીરગઢ અને ભોપાલની સરહદની વચ્ચેના જંગલમાં એક અઘોર મગર દેખાવલો શખ્સ ભુલો પડયો. તે

પોતાના કેટલાક સાથીઓ સાથે ત્યાં ફરવા નીકલ્યો હતો, મગર પોતાના સાથીઓને એક મોટા દરખ્તની નીચે બેસવા કહીને પોતે અકેલો ઘોડેસ્વાર થઇને આજુબાજુમાં ટહેલતો ઘણો દુર નીકલી આવ્યો હતો. ટહેલતા ટહેલતા તે રસ્તો ચુકયો હતો અને તે થોડીક મુન્ઝવણમાં પડયો હતો. પાણીનો એક ઝરો તે તરફ વહેતો જોઇને તે ઘોડા ઉપરથી ઉતર્યો, તેણે એક દરખ્ત સાથ પોતાનો ઘોડો બાંધ્યો, અને તે ઝરામાંનું પાણી પી લઇ તરસ છીપાવી તે ત્યાંજ સોચ કરતો બેઠો.

તેટલાં એકાએક ભુત પીશાચ ઉલટયા હોય તેમ અને ઝમીનમાંથી નીકલી આવ્યા હોય તે મીસાલ છ શખ્સો ત્યાં દોડી આવ્યા અને તેઓ પેલા ભુલા પડેલા મુસાફીરને વલગી પડયા. તેના બન્ને હાથો તેઓએ બાંધી લીધા.

"મ્હારી પાસથી તહમે શુ માંગો છો?" તે ગભરાયલા મુસાફીરે ડોળા ફાડીને ગુસ્સો બતાવી પુછયું.

"ઘણી અચ્છી વાત કહી." તે પાંચમાના એકે ઝટ કહી દીધું "અવવલ તો અમને તહમારા ખીસામાનો ભાર ઓછો કરવાનો છે, દુઇયમ એ કે તહમારા આંગલાંઓપરની વીટીઓ અમને જોઇએ છે, અને સેયોમ એ કે અમને તહમારા છુટકારા માટે એક મોટી રકમ નહીં મલે ત્યાં સુધી તહમને અમારા કૈદી તરીકે રાખવાના છે."

"મ્હારી વીટીઓ અને મ્હારું ખીસું તહમારે હવાલે કરવા હું તૈયાર છું" તે મુસાફીરે કહયું "મગર, મ્હારા છુટાપણાં પર ત્રાપ નહીં મારો, તહમને જે રકમ જોઇતી હોય તે મ્હને કહો અને હું કસમ ખાઇને કહું છું કે તહમે કહેશો ત્યારે અને કહેશો ત્યાં તે રકમ તહમને પહોંચતી કરવામાં આવશે."

"એવો ઉચ્ચાર સુધારનો ધંધો કરતા મ્હને મ્હારા બાવાએ શીખવ્યું નથી" તે પાંચમાંનો પેલોજ જે તેઓનો વડો હોય તેમ લાગતો હતો તે હસીને બોલ્યો. "તમો અમારા કબજામાં હશો તો પૈસા અમને મલશે, અમારા હાથમાંથી તહમે છુટયા કે પછી પૈસા શાના અને વાત શી?"

"એકવાર ફરીથી મહારૂં સાંભળો" તે બોલ્યો. "હું કોઇ જેવો તેવો માણસ નથી, અને હું જે બોલશ તેથી કદીબી ફરાશ નહીં, તહમે મ્હને છોડો, જવા દો, અને તહમે કહો તે કસમ ખાઇને કહુંછ કે તમે માંગશો તે રકમ તમને મલશેજ."

"સઘળુ ફોકટ" તુરતજ તે લુટારૂએ કહી દીધું "તહમને અમારી સાથે અમે જ્યાં લઇ જઇએ ત્યાં આવવું તો પડશેજ."

"મહારો ઘોડો ત્યાં ઉભેલો છે. અને—" મુસાફર બોલવા ગયો.

અને તે કાંઇ વધારે બોલે તે અગાઉ પેલા ડાકુએ હસીને કહી દીધું "અને અમો તમોને તહમારા તે ઘોડા પરજ નાંખીને અમારે મકાને લઇ જઇશું. તહમે ઘણા તાઝા છો અને જ્યાં સુધી તહમારા લાગતા વળગતાઓ તરફથી અમારા સરદારને તહમારા છુટકારાના દંડની રકમ નહીં મળશે ત્યાંસુધી તહમે અમારાજ કબજામાં રહેશો." અને તે પોતાના સાથીઓ તરફ ફરીને બોલ્યો "બીરાદરો, ઘસડી ચાલો એનણને."

તેટલાં ઘોડાના પગલાં વાગતા હોય તેવો આવાઝ આવ્યો અને પેલા બંદીવાન થયલા મુસાફરે તે સાંભલીને ખુશ થઇ બુમ પાડી "મદદ...મદદ."

જો કે તેના મોંહાપર તુરતજ હાથ દાબી દેવામાં આવ્યો છતાં તે ઘોડેસ્વારો જે બે હતા તેઓ તે તરફથીજ જતા હોવાથી તયાં આવી લાગ્યા, અને ચાલાક હોવાથી ત્યાંની ગડબડથી મામલો સમજી ગયા.

"ભાઇ, શમશીર મ્યાનથી નીકાલ, કેમ જે ધારવા મુજબ કોઇ મુસાફીર ઉપર હુમલો કરવામાં આવ્યો છે" બેમાંથી એકે કહયું.

અને તે બે ઘોડેસ્વારો ઝટ ઘોડેથી ઉતરી પડયા અને તેઓએ શમશીર મ્યાનમાંથી બહાર ખેંચી કાઢી.

" મારો બીરાદરો, મારો." તે પાંચ ડાકુઓમાંના આગેવાને કહયું, "એ લોક ફક્ટ બે છે અને આપણે પાંચ છીએ."

તેજ વખતે શમશીરો ચમકી રહી અને એક ન્હાની લડાઇ થઇ. મદદે આવનારમાનો એક જે મોટી ઉમરનો હતો તેણે પટા ફેરવતા પાંચ ડાકુઓને પોતાની શમશીરની સામે સહેજ વખ્ત રોકી રાખ્યા જે અરસામાં બીજાએ પેલા મુસાફીરના હાથના બંધ છોડી નાખ્યા.

બંધ છુટવાથી પેલો મુસાફીર એક વાઘની માફક કુદયો અને તેણે એક લુટારૂને ભોંયે પછાડી નાખી તેની શમશીર જુલટવી તેને ત્યાંજ ઠાર માર્યો.—હવે તો લડવાનું ઘણું સ્હેલું થઇ પડયું, કેમજે લુટારૂઓ થયા ચાર અને તેઓ ત્રણ હતા. બોલબોલતાંમાં બે ડાકુઓ લોહીમાં રોલતા થઇ ગયા અને બીજા બે હવે પોતાનું કાંઇજ વલવાનું નથી એવું જોઇને ન્હાસી ગયા અને ન્હાસીને ઝાડીઓમાં ગોયા ગુમ થઈ ગયા. તેઓ જંગલથી માહેર હતા અને તેમને પોતાનો રસ્તો પકડવો મુશકીલ નહીં હતો.

પેલા મુસાફીરે તે બે નવા આવનારાઓના હાથ ચુમતાં કહયું "તમોએ આજે ફીરીસ્તાઓની મીસાલ આવીને મ્હારો જાન બચાવ્યો. તે બદઝાતો મ્હને પકડીને પોતાના કોઈ સરદારની આગલ લઈ જવા માંગતા હતા અને હું ધારૂં છ કે ત્યાં લઇ જઇને તેઓએ મ્હને ઠાર કર્યો હતે. હું આપ બેઉનો ઘણોજ અહેશાનમંદ છું.

"અમે અમારી માણસાઇ ફરઝ માત્ર બજાવી છે." તે બેમાના મોટાએ કહયું "પાક ખુદા બધાંનો બચાવનાર છે."

# પ્રકરણ ૧૧ મું.

## ઉપકારના બદલામાં અપકાર !

"ત્હમારૂં અહેશાન હું કદી નહીં ભુલીશ" પેલો મુસાફીર બોલ્યો, અને તેણે પુછ્યું "મ્હને આપ બન્ને સાહેબોના નામ પુછવાની રજા છે ?"

"બાખુશીથી" કમરે કહ્યું, અને તેણેજ વધાર્યું "અમે બન્ને ભાઇઓ છીએ, મ્હારૂં નામ કમર અને મ્હારા ભાઈનું નામ નઝીર છે."

"ત્હમે કોઈ અમીરી ખાનદાનના જવાન લાગો છો." પેલા અઘોર મુસાફીરે ચલાવ્યું "ચાંદણી એટલી તો સુંદર છે કે ત્હમારા નુરમંદ ચહેરાપર તે ગોયા વધારે નુર ફેંકે છે."

"અમો ત્હમારી ખુશ ગુફતાર માટે અહેશાનમંદ છીએ" કમરે કહ્યું "ત્હમે કહ્યું તેમજ અમો અમીરી ખાનદાનના બલ્કે શાહી ખાનદાનના છીએ, અમારા પીદર વીસ વર્ષની વાતપર બાદશાહ હતા જ્યારે એક લુટારૂ દુશમનના હાથે તેમના રાજતાજ જવાથી તેવણ ફકીર થઇ રહયા જે પછી હાલ પાક ખુદાના હુકમથી કાંઇ કાંઇ સુધરેલી હાલતમાં છે."

પણ, પેલો મુસાફીર તો તે વાત સાંભળીને સોચમાં ગીરફતાર થઈ ગયો ! વીસ વરસની વાત ! રાજતાજ લુટારૂ દુશમનના હાથમાં ! એ શું હશે ? તે સોચમાં તો પડયો, લેકીન તેણે તુરતજ પુછ્યું "અને તે ત્હમારા બાદશાહી પીદરનું નામ ?"

"નાસીર." નઝીરે તુરતજ કહી દીધું "આપ એટલા બધા એ

નામથી વીચારમાં કેમ પડી ગયા? શું આપ અમારા પીદરને ઓળખો છો? ત્હમારા દેખાવમાં ફેરફાર કેમ થઇ ગયો?"

"ન–નહીં, કુચ્છ નહીં" પેલાએ કહી દીધું "ત્હમારા પીદર વીશે મેં સાંભલ્યું છે ખરૂં, ત્હમારા પીદરનું રાજ્યતાજ કોણે લીધું તે તો આપ જાણતાજ હશો, કેમ?"

"કેમ નહીં!" નઝીરજ બોલી પડયો "અફઝલ નામના એક બદમાશ ચંડાલ લુટારૂએ અમારા પીદરને લુટયા."

પણ, તે સાંભલીને પેલા મુસાફીરે વાત ફેરવી નાંખતા કહયું "હાલ ત્હમો અહીંથી કયાં જતા હતા?"

"અમો અમારગઢના કીલ્લાથી નીકળેલા આ તરફથી થઇને ભોપાલની સરહદ તરફ જતા હતા. અમો અમારા બાપીકા વતનની સરહદમાં એજ રવેશે વારંવાર છુપી રીતે જઇએ છીએ."

"ઓહોઓ! ત્યારે તો હું ભોપાલજ જવા માંગુ છું, જંગલમાં રસ્તો ભુલ્યો છું, અને આશા રાખું છું કે ત્હમે મ્હને રસ્તો બતાવવા સાથેજ ચાલશો, કેમ?"

"ખુશીથી" કમર બોલ્યો, પણ તેટલાં નઝીરે શક બતાવ્યો "ત્હમે કોણ છો તેથી અમો નાવાકેફ છીએ, જો ત્હમો ભોપાલના બાદશાહના કામપર જતા—"

પણ પેલા ભુલા પડેલા મુસાફીરે તુરતજ વચ્ચે બોલી દીધું "તે બદમાશ બાદશાહ સાથે મ્હને કાંઇજ કામ નથી, હું તો સીર્ફ મ્હારા પોતાના વેપારના કામસર તે તરફ જાઉં છું."

"તો ભલે, ચાલો." અને ત્રણે જણાં ઘોડેસ્વાર થઇ નીકલ્યા.

ચાલતાં ચાલતાં વાત થોડીક ચાલી, મગર બન્ને તરફ સાવ-

ચેતીથી વાત થતી હોય તેમ હતું: કમર અને નઝીર સાવચેતી રાખતા કે તેઓ અમીરગઢના ફોજી અફસરો છે એમ નહીં જણાય, અને પેલો મુસાફીર કોઇ બીજીજ મતલબમાં હતો.

આખીર તેઓ ત્યાં આવ્યા જ્યાં કેટલાક ઘોડેસ્વારો ઉભેલા હતા અને તેઓએ દુરથી પેલા મુસાફીરને જોઇને બુમ પાડી "નામવર બાદશાહ અફઝલ આવ્યા."

એક સર્પે ડંખ માર્યો હોય તેમ કમર-નઝીર તે સાંભલીને ચોંકયા, અને તેઓએ પોતાના ઘોડાને પાછા ફેરવવાની એક બીજાને નીશાની કીધી, મગર પેલો મુસાફીર વીજળી વેગે તેમની મતલબ પામી ગયો અને પોતાનાજ માણસોથી આટો બફાઇ ગયલો જોઇ જોકે મનમાં ઘણો ચીરડાયો છતાં તેણે તે બે જવાનોને પકડવા માટેની તૈયારી કીધી: તેણે પહેલાં તો કમરની શમશીરપર તુરતજ હાથ મારી તે શમશીરને મ્યાનથી નીકાલી દુર ફેંકી અને કમરને બાજુમાંથી ઝોરથી પકડયો.

નઝીરે તુરતજ તેના હાથપર પોતાની શમશીર મારવા ઉગામી પણ પેલાએ હાથ છટકાવ્યો અને પોતાના માણસોને તુરત નઝદીક આવી તે બે જવાનોને ઘેરી લેવા માટે પુકાર્યો. તેના માણસો દોડી આવ્યા અને તેઓએ કમર-નઝીરને ઘેરી લેવાની કોશીશ કીધી. પેલા ભુલા મુસાફીરે કમરને ઝોરથી પકડયો હતો તેથી કમર ઘેરાઇ શકયો પણ નઝીર નહીં ઘેરાયો. નઝીરને ફસેલો નહીં જોઇને કમરે બુમ પાડી "પાક ખુદા મદદગાર બાશદ. વ્હાલા ભાઈ નઝીર, તું બચી જા, મ્હારોબી પાક પરવરદીગાર છે."

નઝીર ભાઇની મતલબ સમજી ગયો, અને તે જીવ લઇને

ન્હાઠો. પેલા મુસાફીરે તુરતજ પોતાના માણસોને નઝીરની પુઠ પકડવા કહી, લેકીન નહીં. નઝીર કમાનથી છુટેલા તીરની માફક ન્હાસીને ઝાડીઓમાં ગોયા ગુમ થઈ ગયો !

“બાદશાહ અફઝલ, ઉપકારનો બદલો આવા અપકારમાં આપે આપ્યો !” કમર પેલાની તરફ જોઇને મોંહ કુમલાવી બોલ્યો.

“દુશમનના બચ્ચાને કોઈબી છોડે નહીં.” અફઝલે કહયું “કમર મેં બેગમ ગુલરૂખને તલવારની ધારપર ચલાવવા માટે હડહડતા કસમ ખાધેલા છે, અને જયારે તે જીવતી છે તો હું ત્હારી પાસેથી તેના ઠેકાણાની ખબર મેલવીને એક પયગામચી રવાના કરીને કહેવડાવીશ કે ‘ગુલરૂખ, ત્હારો બેટો હવે મ્હારા કબજામાં છે.’ કેમ કમર દુશમનપર વેર લેવાને માટે તલવારની ધારપર તેને ચલાવીજ જોઇએ કેની ?”

“મેં તહમારો જાન બચાવ્યોછ, અને થોડાજ વખ્તની વાતપર ત્હમે મ્હને વચન આપ્યું છે કે ‘તહમારો અહેશાન હું નહીં ભુલીશ,’ તો આ તે કેવી અહેશાન નહીં ભુલવાની રીત?” કમરે કહયું.

“આપણી વાતચીત ચાલતી હતી તે વખ્તે મેં જો મ્હને પોતાને બદમાશ નહીં કહયો હતે અને અફઝલની તરફદારી કરતે તો હું ધારૂંછ કે એક ભુલા પડેલા મુસાફીર તરીકે મ્હને ત્હમે જેમ બચાવ્યો તેમજ તહમે મ્હને અફઝલ સમજતાંને વારજ મારી નાખ્યો હતે.” અફઝલે કહયું “હું અમીરગઢપર હુમલો લઇ જવાનો ઇરાદો કરૂંછ અને જો કે વીસ વરસો સુધી હું શાંત રહયો હતો તો પછી હવે મ્હને ફરીથી એક લડાઇ લડવાનો શોક થઇ આવ્યો છે, અને મ્હારા માણસો સાથે આજ સ્હાંજનો છુપા વેશમાં હું આ

તરફ પહેલવહેલીજ વાર નીકલ્યો. મ્હારા માણસો જે આ રસ્તાથી બાહેર છે તેઓથી હું જુદો થઇ ભુલો પડયો અને પછીના બનાવથી તો તું વાકેફ છે. મગર, હું તુને એમ પુછું કમર કે આ જે મ્હારી ગયો તે ત્હારો ભાઇજિ થાય કે?"

"હું ત્હમારા જેવા એક દગલબાઝની સાથે હવે વાત કરવાને વાસ્તેબી શરમાઉંછ." કમરે ગુસ્સાથી કહયું.

"તો ઠીક" હસીને અફઝલ બોલ્યો "શું કરૂં કે તેં મ્હારો જાન બચાવ્યોછ અને ત્હારી તરફ મ્હારૂં જીગર દયાથી ઉભાયછ, નહીં તો ત્હારો મરડાટ તોડવા અને ત્હારી પેલી માદર જે કહેવાયછ તેને બરોબર સ્વાદ ચખાડવા ત્હારૂં હું ખુન કરતે અને ત્હારૂ સર બેગમ ગુલરૂખ પર ભેટ મોકલતે. મગર, લાચાર છું. કમર તું મ્હારો કયદી છે, પણ મ્હારો જાન બચાવવાના બદલામાં નઝર કયદી રહેશે અને તું મ્હારી સાથ વાત કરવાબી ખુશી નથી તો હું તુંને મ્હારા વઝીર મુસ્તફાના મકાનમાં રાખીશ. હું ધારૂંછ કે મ્હારા વઝીર સાથે તો તુ વાત જરૂરજ કરશે, વઝીર મુસ્તફાને એક નઉકરની જરૂર છે અને તુંને હું ગુલામ દાખલ તેને સોંપીશ."

"ઉપકારનો બદલો અપકારમાં." કમર કચવાટથી બડબડયો.

અને તે પછી જ્યારે ભોપાલના મહેલમાં તેઓ પહોંચ્યા ત્યારે સહવારના પોતાના વઝીરને અફઝલે નઝર કયદી એક નઉકર આપ્યો જે કમર હતો.

---

# પ્રકરણ ૧૨ મું.

## સુખી સેવટ.

નઝીર ન્હાસી જઇ શકયો તે ઘણોજ સારો સંજોગ થયો, કેમકે તેણે અમીરગઢ પહોંચતાને સાથ એક પયગામચીને પોતાના માત પીતાની તરફ મોકલાવ્યો અને પોતે અમીરગઢના સરદારને બધી વાત કહી મદદ મેલવી.

ઇન્સાફને ખાતીર નાસીરને તેના આકાએ પોતાનું લશકર આપ્યું જે લઇને નાસીર અમીરગઢ આવવા ઉપડયો જે વેલા તેની મહેોરદાર ગુલરૂખબી તેની હમરાહ હતી. અમીરગઢ પહોંચતાજ તેમને અમીરગઢના સરદારની મદદ મલી અને વીસ વરસ સુધી સબુરી પકડીને બેસી રહેલો ધીરજવંત નાસીર ફરીથી એકવાર એક ફઉજ લઇ મયદાને જંગમાં લડવા ઉભો.

પોતાના રાજ્યપર હુમલો આવેલો જોઈ અફઝલબી લડવા તઇ-યાર થયો, મગર આ વખ્તે તેના લશકરમાં તે સંપ નહીં હતો જે સંપ વીસ વરસની વાત પર હસ્તી ધરાવતો હતો. આ વખ્તનું તેનું લશકર કુસંપી બન્યું હતું અને જ્યારે તેઓએ ખરી બીના જાણી કે નાસીર શા માટે લડવા આવ્યો હતો અને તે કોણ હતો ત્યારે તો અફઝલનું લશકર તમામ બેદીલ થઇ ગયું. બેશક, પવીત્ર કુદરતનું તે કામ હતું અને બનનારો બનાવ બનવાનોજ હતો એટલે કુસંપ અને બેદીલીથી સર્દ દીલ બનેલું અફઝલનું લશકર કાંઇક હારયું, કાંઇકિ કયદ પકડાયું, અને કાંઇક શરણે ગયું, અને આ વખ્તે, અફઝલ હારયો અને નાસીર જીત્યો.

અફ્ઝલ હારયો અને કયદ પકડાયો અને તેને દરબારમાં શાહ નાસીર પાસે જ્યારે ગરદન મારવાની સજા સંભલાવવાને માટે બોલાવવામાં આવ્યો ત્યારે રાણી ગુલરૂખ પણ હાઝર હતી. વલી, કમર જે હવે છુટો થયો હતો તે પોતાના ભાઇ નઝીર સાથે દરબારમાં હતો.

અફ્ઝલને જોઇને રાણીએ પોતાનો ગુસ્સો ખાલી કરતાં કહયું "અફ્ઝલ, મેં ત્હને તલવારની ધારપર ચલાવવાનો ઇરાદો કીધો અને તેં મ્હને. તું વીસ વરસો સુધી ફાવ્યો પણ આજે તું જોઇ શકેછ કે મ્હારી તલવારની ધાર ત્હારી તલવારની ધાર કરતાં વધારે તેઝ છે. લેકીન, મનમાં તું ના મલકાતો કે તેં મ્હને વીસ વરસો સુધી હંફાવી, મ્હને તેં હંફાવી તેની અગાઉથીજ મ્હારી તલવાર તો ત્હારી પર ચાલી રહી હતી. શાહ નાસીરની ભત્રીજી ઝુલીખાં જે હાલમાં ત્હારા ઝનાનખાનામાંથી મલી આવી છે તેના પ્યારથી તુંને દુર કરવા માટે એક દગારાને ખાબબીન મેં બનાવ્યો હતો, મેં મ્હારા પૈસાના ઝોરથી તેને ખાબબીન બનવા કહી મરહુમ મલીકા જેહાન ખુરશીદ અને ઝુલીખાંને ત્હારી બાબદમાં શકમંદ બનાવ્યા હતા અને તે પછી બાદશાહ નાસીરના પયગામચીનેબી હાથમાં લઇને મેં તેને ખોટું શીખવ્યું કે તેણે શાહ નાસીરના કાન ભંભેરવા, જે મ્હારી કારસાઝીથીજ તું બરતરફ થયો હતો.

હવે, આજે તુંને મરવું પડશે અને મ્હારા ઇનતીકામના આતશને ઠંડો કરવો પડશે. પણ, મરવા અગાઉ એક ચીઝ જાણી લે કે મ્હારી સાથ છુપી રીતે તું અફરાયો હતો અને તે વખ્તે

આપણો જે પ્યાર હતો તેના પ્યારનું ફુલ ત્હારી સામે જીવતું છે: અફ્ઝલ, મ્હારો બેટો કમર ત્હારો પોતાનોજ બેટો છે."

કમર તે નવી વાત સાંભલીને દઘાઇ ગયો, અને તે પછી સુધ લાવનાજ તે દોડી જઇને પોતાના પીદરને ભેટયો. અને, તે પછી, તે પોતાની માદર ગુલરૂખ અને પોતાના સાવકા બાપ નાસીરના પગો આગલ પડીને તેણે પોતાના પીદર અફ્ઝલની ઝીંદગી માટે કાલાવાલા કીધા:

કમરના શબ્દો માત્ર કારગર થઈ શકયા કેમજે નાસીરને તેનેજ માટે અફ્ઝલને છોડવો પડયો અને ગુલરૂખને તેજ પોતાના લખ્તે જીગરને માટે પોતાની ધારદાર તલવારને મ્યાન કરવી પડી.

* * * *

હવે, બાકી, અઝીઝ વાચનાર, સુખી સેવટ આપણને જોવાનું છે:

શાહ નાસીર અને બાનુ ગુલરૂખ સંપથી સાથે રાજ્ય ચલાવે છે. અફ્ઝલની ધણીઆણી ઝુલીખાં હવે પોતાના ધણીને વરસો પછી ( તે કદી તેને દગલબાઝ હતોજ નહી તે જાણી) ખરા દીલથી ચાહે છે અને શાહ નાસીર તરફથી મલેલી એક મીલ-કતમાં સુખથી વસે છે. કમર અને નઝીર સુખ અને સંપમાં વસે છે, અને તેઓ વારંવાર પોતાના મદદગાર અમીરગઢના સરદારને ત્યાં મુલાકાતે જાય છે. કમર પોતાના પીદર પાસે જો કે નથી રેહેતો, તે મેહેલમાં ભાઇ નઝીર સાથે વસે છે, છતાં તે પોતાના પીદરની મુલાકાતે દર હફતે એકવાર જાય છે.

અને, હવે, અઝીઝ વાંચનાર બીજી એક લાંબી વાર્તા સાથ આપણી મુલાકાત થાય તેટલાં તો **ખુદા હાફીઝ.**

## સમાપ્ત.

પાક ખુદા આપણા શાહનશાહ જયોર્જને સલામત રાખે.

